# કજોડાં

## તનનાં અને મનનાં

મૂળ સંગ્રાહક

દિવાન બહાદુર રાજરત્ન
**વાસુદેવ વિનાયક જોશી**
બી. એ., એલ એલ. બી.
વડોદરા.

અનુવાદક

**સૌ. શાન્તાબહેન મનુભાઈ દેસાઈ**



મુખ્ય વિક્રેતા

ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ

# પ્રસ્તાવના

હિંદુ સ્ત્રીઓના કાયદેસર હક્કોનું જુદા જુદા વર્તમાન પત્રોમાં મેં નિરૂપણ કરવાનું શરૂ કર્યું, ત્યારથી અનેક દુઃખી સ્ત્રી–પુરુષોના પત્રો, કાયદાની સલાહ લેવા માટે, મારી પાસે આવે છે. આવા અનેક પત્રોમાંથી કેટલાક 'પરિત્યકતાઓનો પ્રશ્ન' અને 'કજોડાં' એવા મથાળા નીચે મેં 'સ્ત્રી' માસિકમાં વખતોવખત પ્રસિદ્ધ કર્યા છે. અને કેટલાકનું ગુજરાતી ભાષાંતર સ્ત્રીજીવનમાં છપાયું છે. આ બધા કાગળો સંગ્રહરૂપે આ પુસ્તકમાં છાપવામાં આવ્યા છે.

ફક્ત કાયદાની સલાહ મેળવવાના ઉદ્દેશથી પત્રોનો મોટો ભાગ લખાયેલો હોવા છતાં, તેમાં આપેલી હકીકતો હિંદુ કાયદો, માનસશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર ઇત્યાદિ બીજાં શાસ્ત્રોના તત્ત્વસિદ્ધાંતોને સ્પર્શ કરીને ન્યાયની માગણી કરે છે, એમ લાગે છે. કોઈ વ્યક્તિગત અસામાન્ય બનાવ લો. તળાવમાં પથરો ફેંકીએ અને જેમ નાનાં-મોટાં મોજાં ઊઠે તેમ તે બનાવ સમાજવ્યવસ્થામાં ખળભળાટનાં મોજાં પેદા કરે છે. સામાજિક પરંપરાની સહનશીલતા ન ખમનારાં કેટલાંક મોટાં મોજાં સમાજરૂપી બંધને ઓળંગીને બહાર આવી શકતાં નથી પણ રૂઢીના અભેદ્ય બંધ સામે માથું ભટકાડીને એટલા જ જોરપૂર્વક પાછાં ફરીને આખા સમાજ જીવનને આંદોલિત કરે છે. માનસિક દુઃખ વર્ણવતા આ પત્રો એટલે કૌટુમ્બિક જીવનના દૂરથી શાંત દેખાતા સંતપ્ત તળાવમાં દર ક્ષણે ઊઠતા અસંતોષના તરંગો છે.

છેલ્લાં ૧૫ વર્ષમાં મને સેંકડો પત્રો મળ્યા છે. મેં પણ ધંધાદારી તરીકે નિષ્ઠુર અને ભાવનારહિત મનોવૃત્તિ રાખીને કાયદાની સલાહ રૂપી ઉત્તર આપ્યા; પણ દરેક પત્રની હકીકત વાંચીને મારા મનમાં દરેક વખત ઝંઝાવાત ઉત્પન્ન થયો છે. એમ લાગે છે કે, દૂરથી સુખી દેખાતા સંસારમાં કેટલા થોડા અને તે પણ કેટલા થોડા પ્રમાણમાં ખરા સુખી

માણસો મળે છે! પતિપત્ની એટલે કુટુંબનો પહેલો ઘટક. આ કજોડાંની વાતો સંસારજીવનમાં ઘણી જગાએ પડેલાં છિદ્રો જગજાહેર કરે છે અને આ કજોડારૂપી રાક્ષસથી ત્રાસેલાં પતિપત્નીઓ એક બીજાને છોડીને દૂર ભાગવાની તૈયારીમાં છે એમ બતાવે છે. આવાં કજોડાંવાળાં કુટુંબોમાં અસંતોષનો ધ્વનિ જાગે ત્યારે સુખી–સંતોષી જીવનનું વાતાવરણ ચાલી જતાં કેટલીક વાર લાગશે?

અખંડ કૌટુમ્બિક જીવનને અણબનાવનો રોગ લાગ્યો છે. સંસારસુખનું અમૃત આખરે અદૃશ્ય થવા લાગ્યું છે એટલે પતિપત્ની અને તેની સંતતિનો સર્વનાશ થવાને કેટલીક વાર લાગવાની? કલુષિત સંસારજીવન અને નાશને આરે ઊભેલી કુટુંબ-વ્યવસ્થાને બારીકાઈથી નિહાળીને તેની નવીન તત્ત્વો પર રચના કર્યા વિના આ સંસાર–દુઃખ ટાળવાનું શક્ય લાગતું નથી. રૂઢિના જોરમાં ચીરાઈ ગયેલ મનુષ્યહૃદયમાં કેટલો અસંતોષ જામેલો છે, આવી દુઃખી અવસ્થામાં તેને કેટલી યાતનાઓ સહન કરવી પડે છે, આ બધાનો વિચાર કોઈ પણ પ્રકારનો સંકોચ રાખ્યા વિના સમાજના આગેવાનો સમયસર ધૈર્ય અને ડહાપણપૂર્વક નહીં કરે તો ટૂંક સમયમાં નૈતિક અરાજકતા ફેલાશે એવી ધાસ્તી લાગવા માંડી છે.

સામાજિક દુઃખ, તિરસ્કારની લાઠી ઉગામવાથી ભમાડી શકાય નહીં; ચાલતી આવેલી પરંપરામાં તેને સંતાડવાથી તે નાબૂદ થઈ શકે નહીં. એ દુઃખનું કારણ શોધી તેને દૂર કરીએ તો જ સમાજને અધોગતિમાંથી આપણે બચાવી શકીશું. સામાજિક દર્દોનું નિદાન કરવામાં અનેક જાતની હકીકત તપાસવી પડે, આ મહત્ત્વની બાબત લક્ષમાં રાખીને જ મારા પર આવેલા આ છેક ખાનગી પત્રો નાછૂટકે છાપવા પડયા છે. આ વિષયનું અને પ્રસિદ્ધીના હેતુનું મહત્ત્વ જાણીને પત્રો પ્રસિદ્ધ કરવા માટે લખનારાઓ મને ક્ષમા કરશે એવી આશા રાખું છું. પત્રો પ્રસિદ્ધ કરવામાં વિશ્વાસનો ગેરલાભ લીધા જેવું લાગે, તો પણ પત્રોનો દુરુપયોગ ન કરતાં ઊલટું સદુપયોગ થાય છે એ ધ્યાનમાં રાખવું.

બધાને સારું લખતાં આવડતું નથી, એટલે આવેલા પત્રોના ત્રણ વિભાગ કરીએ: (૧) સારું લખનારાના પત્રો, (૨) સારું લખતાં ન આવડતું હોય એઓએ બીજાની પાસે બરાબર લખાવીને મોકલેલા પત્રો, (૩) પોતે જ અશુદ્ધ ભાષામાં લખેલા પત્રો. આવા ત્રણ પ્રકારના કાગળો છે. થોડા પત્રોમાં હકીકતની ઠીકઠીક ગોઠવણ કરવા અને તેને નિર્દોષ ભાષામાં મૂકવા માટે મારે થોડો સુધારો કરવો પડયો છે. સરસ ગોઠવણ અને સારી ભાષા એ બંને ધ્યાનમાં રાખીને સુધારેલા આ પત્રો એક સરખી ઊંચાઈએ કાપેલા મેંદીના છોડ જેવા કૃત્રિમ લાગવા સંભવ છે. ભાષા અને ગોઠવણ કોઈ પત્રોમાં કદાચ કૃત્રિમ લાગે તોપણ આ લખેલી હકીકત બરાબર સાચી છે એ વાચકોએ લક્ષમાં રાખવું.

પત્ર પ્રસિદ્ધ થવા લાગ્યા પછી અનેક શંકાસ્પદ સવાલો આવ્યા, કે આ પત્રો ખરેખર સાચા છે? જે કોઈ મને રૂબરૂ મળ્યું તેમને અસલ પત્રો બતાવીને મેં ખાત્રી કરાવી. પણ જે મને મળ્યા નહીં અથવા તો મળવાના નથી તેમને એટલું જ કહેવાનું, કે બધા પત્રો અસલ રૂપમાં મારી પાસે મોજૂદ છે, અને તેમાંના બનાવ બરાબર સાચા છે. મને બીજા પક્ષનો પુરાવો લેવાનો અધિકાર હોત તો હું હકીકતના ખરા ખોટાપણા વિષે વધારે અધિકારપૂર્વક કહી શકત. પતિપત્નીના અણબનાવની હકીકતને માટે તેમના કહેવા સિવાય બીજો શું સ્વતંત્ર પુરાવો હોય?

પત્રો પ્રસિદ્ધ થતા હતા ત્યારે અનેક વાચકોએ સૂચના કરી હતી કે તેની સાથે સાથે પત્રોના મેં મોકલેલા જવાબો છાપવા. આ સંબંધી મારે ખુલાસો કરવાની જરૂર છે. મેં વખતોવખત મોકલેલા જવાબોની નકલો રાખી નથી, એ મોટી અડચણ છે. એટલે જુદાજુદા પત્રોમાંથી જે પ્રશ્ન ઉપસ્થિત થાય તે દરેક પ્રશ્નનો જવાબ પત્રોની નીચે છાપવાની શકયતા નથી. એટલે આપેલા જવાબો સ્મૃતિમાંથી લખવાને બદલે તે બધા ખુલાસા એક જગાએ રજુ કરું છું.

વડોદરાના છૂટાછેડાના કાયદાનો લાભ આપણને મળે કે નહીં એ પ્રશ્નનો ખુલાસો એમ છે કે એનો લાભ વડોદરાના રહેવાસીઓને જ મળે. પછી તે લગ્ન ગમે ત્યાં થયું હોય તો પણ ચાલે. મૂળથી જ જેઓ વડોદરાના વતની નથી તેમને ત્યાંના હક્કો મેળવવા માટે (૧) ઓછામાં ઓછું એક વર્ષ વડોદરાની હદમાં રહીને પછી, પોતે કાયમનો રહેવાસી થવા ઇચ્છે છે, એમ જિલ્લા મેજિસ્ટ્રેટ પાસે પ્રતિજ્ઞા ઉપર જાહેર કરવું પડે છે, અથવા તો (૨) વડોદરા રાજ્યમાં કાયમ રહેવાને માટે પોતાનો ઇરાદો દેખાડનારું કોઈપણ કૃત્ય કરવું (દાખલા તરીકે ધંધાનિમિત્ત યા તો મિલ્કત લઈને રહેવું). વડોદરા રાજ્યના નિત્યાવાસ નિબંધમાં આવું ઠરાવેલું છે. ત્યાંના કાયદામાં એમ પણ છે કે વિવાહિત સ્ત્રીનો નિત્યાવાસ તેના ધણીના નિત્યાવાસ પ્રમાણે છે એ સમજવાનું, અને વિવાહિત સ્ત્રીને ધણીથી જુદા અને તેની મરજી વિરુદ્ધ સ્વતંત્રપણે નિત્યાવાસ મળી શકે નહીં.

એટલે જો પતિ મૂળ વડોદરા સંસ્થાનનો રહેવાસી હોય યા તો ત્યાંના કાયમનો નિત્યાવાસ મેળવ્યો હોય તો જ તેને અને પત્નીને વડોદરા રાજ્યના હિંદુ–લગ્ન–વિચ્છેદ કાયદાનો લાભ મળે. ધણી બ્રિટિશ હદમાંનો રહેવાસી હોય તો તેની પત્નીને નિત્યાવાસનો કે લગ્નવિચ્છેદ કાયદાનો લાભ મળે નહીં.

હિંદુસ્તાન સરકારે હિંદુ કાયદાની કલમો તૈયાર કરવા હિંદુ લૉ કમીટી ઉર્ફે રાવકમીટી નીમી છે. હું તેનો એક સભ્ય હતો એટલે મને વારંવાર પૂછવામાં આવે છે કે છૂટાછેડા, એકપત્નીનો કાયદો વિગેરે સુધારણા થશે કે નહીં. આ સવાલનો એટલો જવાબ અપાય કે સમિતિએ એકપત્નીવ્રત સંબંધી અગાઉ ભલામણ કરેલી છે અને છૂટાછેડા સંબંધી વિચારણા ચાલે છે. કાયદાનો ખરડો તૈયાર કરવો, પ્રજામત માટે તેને પ્રસિદ્ધ કરવો, તેના પર જુદી જુદી સંસ્થાઓના અભિપ્રાયો મેળવવા, જુદી જુદી પેટા સમિતિઓમાંથી તેને પસાર કરવો અને તેને બહુમતિ મળીને તે મંજૂર થાય—આ બધી ક્રિયા એટલી બધી ગુંચવણભરી

અને મુશ્કેલ ભરેલી છે કે ૨-૪ વર્ષમાં કાંઈ સુધારા અમલમાં આવે એમ આજે નિશ્ચયપૂર્વક કહી શકાય નહીં.

છૂટાછેડા મેળવવા માટે બીજો પણ છેવટનો માર્ગ ધર્માન્તર કરવાનો છે. ખ્રિસ્તી ધર્મ સ્વીકારીને 'નેટિવ કોન્વર્ટ્સ મેરેજ ડેસોલ્યુશન એક્ટ' મુજબ છૂટાછેડા મળે. તેવી જ રીતે મુસલમાન ધર્મ સ્વીકારીને લગ્નબંધનમાંથી છૂટી જવાય છે પરંતુ આ બંને ઉપાયમાં બીજા પક્ષની સહાનુભૂતિ હોવી જોઈએ, અને પોતે સામાજિક ટીકાઓ પ્રત્યે બેફિકર રહેવું જોઈએ. વૈરીને જિંદગીભર હેરાન કરવી એવી ઇચ્છા રાખીને કેટલાક દુષ્ટ પુરુષો કોઈ પણ ઉપાય વડે તેને છૂટવા માટે ધર્માન્તરનું આ પગલું ભરવામાં આડખીલી નાખી કાયમ વાસ્તે આ રસ્તો બંધ કરી શકે છે.

ધર્માંતર કરીને છૂટાછેડા મેળવવાનો માર્ગ અત્યંત જોખમકારક છે. કોર્ટ કચેરીમાં સાબિત થઈ શકે એવા મજબૂત પુરાવાની જરૂર પડે છે એટલે પ્રથમથી વકીલની સલાહ લઈને પછી પગલું ભરવું, એવી સૂચના આપવી ઘટે છે.

લગ્ન સંબંધના અણબનાવમાંથી છેવટનો છુટકારો એટલે છૂટાછેડાનો માર્ગ એ ધ્યાનમાં રાખીને એ દિશામાં પગલાં ભરવાં. આ અંતિમ ઉપાય અમલમાં લાવવાનો માર્ગ ઉજળા વર્ણને હિંદુ કાયદાએ આપેલો નથી. તેથી ઉજળા વર્ણમાંના પુષ્કળ લગ્નોમાં અણબનાવો જોવામાં આવે છે. છુટાછેડાના અભાવે ઉજળિયાત વર્ણમાં ખાસ કરીને સ્ત્રીઓની સ્થિતિ દયાપાત્ર થઈ છે. પુરુષને એક કરતાં વધારે લગ્ન કરવાની કાયદાથી છુટ છે. અનેક પત્ની કરવાની છુટ અને છૂટાછેડાનો અભાવ,—આનાથી લગ્નસંસ્થા, અંદરથી પોલી થઈ ગઈ છે.

આવી સ્થિતિમાં આપણી લગ્ન સંસ્થા કેટલો વખત ટકશે, એવો

સવાલ આપણા પરંપરાના પૂજારીઓને પૂછવા લાયક છે. અનેક પત્નીક-ત્વનું ઝેર અનેક સંસારોનો સત્યાનાશ વાળી રહ્યું છે. ધણીના વ્યભિચારને કાયદાએ કે સામાજિક રૂઢિએ રોક્યો નહીં હોવાના કારણે પુરુષોના સ્વચ્છંદીપણા પર કોઈ જાતનો અંકુશ જ નથી. અને આપણો લગ્નસંસ્કાર તો આંખે પાટા બાંધીને, ગરીબ બિચારી સ્ત્રીઓને અતૂટ સાંકળથી ખીલે મજબૂત બાંધીને આખા જન્મારા સુધી પજવે છે. આપણામાં નપુંસકને પણ લગ્નનો અધિકાર છે. કારણ (?) લગ્નનો હેતુ પારમાર્થિક હોય છે અને નપુંસકની સંતતિને (?) વારસો મળે. ધણીએ સંન્યાસ લીધો હોય, તે દુરાચારી હોય, ભયંકર વ્યાધિથી પીડાતો હોય, મારઝૂડ કરતો હોય, તોપણ તેની પત્નીએ તેની સાથે પત્ની તરીકે રહેવું જ જોઈએ. તેણીને આ નરકા-વાસમાંથી મૃત્યુ સિવાય કોઈ અન્ય છુટકારો નથી.

લગ્નમાં છોકરીની સંમતિ લેવાની હોય નહીં એટલે કોઈ લેતું નથી. અને તેથી દુર્વ્યસની, નપુંસક, દુરાચારી, વ્યાધિગ્રસ્ત અને વૃદ્ધ પુરુષોની સાથે કુમળી વયની બાલિકાઓને લગ્નથી વળગાડવામાં આવે છે. વિવાહિત જીવનમાં વધતી જતી આ નકટાઈ લગ્નથી જોડાયેલી વ્યકિતઓનાં જીવનમાં જિંદગીભર અનેક યાતનાઓ રેડયા કરે છે; એટલે સમાજમાં અસંતોષ, દુરાચાર અને ગુન્હાઓનો બેહદ ફેલાવો થતો જાય છે. મનુષ્ય માત્રને સુખલાલસા અને વિકાર હમેશાં રહેવાનાં. તેના સંતોષ માટે ધડાધડ રહેવાની. લગ્નસંસ્કારનો ઢંઢેરો, મોક્ષની લાલચ, પિશાચી રૂઢીની નાગચૂડ અને ફોજદારી કાયદાનો સપાટો, એ બધાંને એક કોરે મૂકીને પણ લાલસા તથા વિકારની તૃપ્તિ માટે માર્ગો નીકળવાના. આપણું સમાજજીવન શુદ્ધ રહ્યું નથી, સંસાર-જીવન સુખી દેખાતું નથી. આ બધા અનિષ્ટોનું કારણ દાંભિકતા છે.

ઋષિમુનિઓ પણ જેનું પાલન ન કરી શકયા એવા અશકય નીતિનિયમો લાદીને અને તેનું ઉલ્લંઘન કરનારોને શિક્ષા કરીને યા

તો તેના પ્રત્યે આંખ આડા કાન કરીને, આપણે ભલે જેમ તેમ નિભાવીએ પણ આવી ચાલુ બેદરકારીવૃત્તિ સમાજને અધોગતિના ખાડામાં ખેંચી રહી છે, એનો ચોક્કસ ખ્યાલ કેટલાને છે?

શરીરની ખોડને લીધે, રોગને લીધે, અણબનાવને લીધે અગર કોઈ એવી પરિસ્થિતિને લીધે ધણી–ધણિયાણીનો સંસાર ચાલે એ શક્ય ન હોય, યા ઇષ્ટ ન હોય, એટલે સુધી વાત જાય, ત્યારે છૂટાછેડા સિવાય બીજો રસ્તો નથી, એ ખરું. તો પણ છૂટાછેડા લેવાનું ધૈર્ય ન હોય એવા સ્ત્રીપુરુષોએ પોતાનું દુઃખ ઓછું કરવા પ્રયત્ન કરવો જોઈએ. શારીરિક ખોડખાંપણ અને રોગ એ વૈદકીય શોધોને પરિણામે ખૂબ ઓછા કરી શકાય છે; અને ઓછાવત્તા પ્રમાણમાં વ્યક્તિઓ સંસારસુખ ભોગવી શકે. દુરાચાર, વ્યસન, ખરાબ સગાંઓની સતત હાજરી અને એવી બાબતો અમુક એક પરિસ્થિતિને અંગે ઉત્પન્ન થાય છે.

પણ પરિસ્થિતિ સુધારી શકાય; બદલાવી શકાય. અણબનાવની બાબતમાં આ અણબનાવ સ્વભાવનો, સંસ્કારનો અગર તો શરીરનો હોઈ શકે. સ્વભાવનો અણબનાવ સુખી થવા દેતો નથી. સંસ્કારનો અણબનાવ પતિપત્નીનું મન એક થવા દેતો નથી. શરીરનો અણબનાવ વિષયસુખની બાબતમાં નિરાશા લાવે છે.

સ્વભાવજન્ય અણબનાવની દવા સહનશીલતા છે. આ અણબનાવ વિનય છોડવાથી, સંયમ કોરે મૂકવાથી, જીભનો કાબુ મૂકી દેવાથી, અને માથાભારે થવાથી વધારે વધે છે. વિનયી વર્તન, નમ્ર વાણી, આદરભાવ વિગેરેથી વિચિત્ર સ્વભાવના અણબોબને પણ ઠંડો પાડી શકાય છે.

સંસ્કારજન્ય અણબનાવ અન્યોન્ય સરખામણીથી હમેશની ઉશ્કેરણીથી અને બેદરકારીથી એક સરખો વધતો જાયછે. આ બધાં જ્યારે

હદ ઉપરાંત જાય છે ત્યારે મનમાં તિરસ્કારના વિચારો આવે છે. સંસ્કારજન્ય અણબનાવ દૂર કરવા માટે, પોતે સંસ્કારી બની સંસ્કારી રીતે ધીમે ધીમે તેને ધરબહાર રવાના કરી દેવાય. પરમ સહિષ્ણુતા એ સંસ્કારી જીવનનો પાયો છે. આપણે બીજાના વિચાર પ્રત્યે સહિષ્ણુ થઈએ, તો આપણા અને બીજાના મતઅભિપ્રાયને ઓછી ઈજા પહોંચે.

સંસ્કારી જીવનના પોકળ પરપોટામાં અલગ રહેનારા હળવા મનના માણસોએ લગ્ન સરખા ધકાધકી અને અતિ પરિચયના ફંદામાં પડવું નહીં. જેઓ લગ્નના પાશમાં પડયા હોય અથવા જેઓ પડવાના હોય, તેઓએ પોતાના ઉચ્ચ વિચારનો અને ઉજ્જવળ આચારનો રોફ પોતાની પાસે રાખી લેવો, એ સારું છે. આપણા આચારવિચાર શ્રેષ્ઠ અને બીજાઓએ તેને નમતું આપવું જોઈએ એવી હઠ શા માટે? આ ચાલે કેવી રીતે? સ્વભાવ, સંસ્કાર અને આચારની ભિન્નતાને લીધે ઉત્પન્ન થયેલી વિષમતાને લીધે જ સુધરેલા દેશોમાં પણ છૂટાછેડા મળતા નથી. એટલે આવી વિષમતાને ખાસ મહત્ત્વ આજ પર્યંત મળ્યું નથી એમ કહી શકાય.

હિંદુસ્તાનમાં શિક્ષણ, સુસંગતિ અને શહેરી જીવન જૂજ થોડાંને મળે છે; આ ત્રણેનો લાભ પામેલી સ્ત્રીઓ તદ્દન થોડી સંખ્યામાં છે. અશિક્ષિત અને સંસ્કાર વિનાની છોકરીઓની સાથે લગ્ન કરીને તેને સુધારવાના અને આપણા સરખી બનાવવાના પ્રયત્ન કોઈ કરતા નથી. પણ તે અજાણ છે, સંસ્કારી નથી એમ કહીને તેને તિરસ્કારાય છે. આમાં દોષ વળી ધણીનો જ છે.

બધા અણબનાવોમાં શરીરને અંગે ઉત્પન્ન થયેલો અણબનાવ ખૂબ પ્રબળ હોય છે. આથી જ કજોડાંનો ધ્વનિ વધારે થાય છે, અને વધારે વખત સુધી રહે છે. જે પતિપત્ની પોતાની ઇચ્છા મુજબ વિષયસુખ મેળવે છે ત્યાં સંસ્કૃતીના યા સ્વભાવના અણબનાવ પેદા થતા નથી અને

લાંબો વખત સુધી ટકતા પણ નથી. માત્ર સ્વભાવ યા ફકત સંસ્કારને લીધે અણબનાવ થયો છે, એમ લોકો કહેશે અને એવું દેખાડવાનો પ્રયત્ન કરશે, પણ આવા માણસોની બરાબર ઉલટ તપાસ કરવાની તક મળે તો છેવટે તેમને કબુલ કરવું પડે છે કે વિષયસુખ તેમને બરાબર પૂરી રીતે મળતું નથી.

વિષયસુખની વાત એવી નાજુક છે કે ધણી–ધણિયાણી પણ અરસપરસમાં વિના સંકોચ બોલી શકતાં નથી; એટલે સ્વભાવ અને સંસ્કારની ભાષાનો ઉપયોગ કરવો પડે છે. એકાદ માણસ માટે એકાદ વાત ચાલી એટલે તેના બીજા સદ્દગુણો પણ ધ્યાનમાં લેવાતા નથી; ઉલટું તેને આળો દેવાની ઇચ્છા થાય છે, આવું જ પતિપત્નીની બાબતમાં છે. વિષયસુખની બાબતમાં પડેલ વાંધા માટે ચોડાયેલાં પતિપત્નીને પોતાની વાત બીજાને કરવામાં સ્વભાવ અને સંસ્કારના અણબનાવની ભાષામાં કહેવું પડે છે અને પરિણામની દરકાર કર્યા વિના બીજી અનેક વાતો વધારીને ભડકો થાય છે.

વિષયસુખ ભોગવવાના નિયમોનું અજ્ઞાન, બીજાના સુખ તરફ બેદરકારી રાખી પોતાના પૂરતું સમાધાન મેળવવાની વૃત્તિ, આરોગ્યશાસ્ત્રના નિયમોનું ઉલ્લંઘન, આવાં આવાં અનેક ઝીણાં કારણોને લીધે સરખાં તાકાદના પતિપત્નીમાં પણ શારીરિક અણબનાવ ઉત્પન્ન થાય છે; તો પછી ખરેખર કુદરતે જ વિષમ સ્થિતિ પેદા કરેલી હોય ત્યાં વિશેષ ન થાય તો જ નવાઈની વાત છે. વૃદ્ધ–યુવતી અથવા વૃદ્ધ–યુવકનો વિવાહ સંબંધ થયો હોય તો બંનેની બાબતમાં વિષયની હાડમારી થવાની. પણ સરખી શકિતના અભાવે પણ ઊંચી–ઠીંગણી, મજબૂત–નબળા, અતિ નાજુક–અતિ કામી, જાડા–પાતળા એવાં કજોડાં શારીરિક અણબનાવના ચોખ્ખા દાખલા હોય છે. જ્યાં કુદરત જ તેની વિરુદ્ધ હોય ત્યાં તે બાપડાં શું કરે? તો પણ

કામશાસ્ત્ર વાંચવાથી અને વૈદકીય સલાહ લઈને થોડું સંસારસુખ મેળવવાનો સંભવ છે.

સંસારશાસ્ત્રનું, પતિપત્નીને પોતાના કાર્ય અને કર્તવ્ય પૂરતું જ્ઞાન જેટલું જોઈએ તેટલું વિવાહઉત્સુક યુવકયુવતીઓને મળતું નથી. ઉપરાંત સંયમ અને સહનશીલતાપૂર્વક વર્તવાની શરૂઆતથી-જ તૈયારી બહુ જ ઓછામાં હોય છે. એટલે સંસાર–જીવનના પ્રારંભમાં જ એક બીજા વચ્ચે અણુરાગનો લાગણી પેદા થાય છે, અને વખત જતાં વધે છે. કેટલાક માણસો અસંબંધ કલ્પના અથવા ઉચ્ચ ધ્યેયની સમડીમાં પોતાના સંસારસુખની આહુતિ આપે છે.

સાર્વજનિક કામમાં પડીને ઘરકામની ઉપેક્ષા કરી પતિને ભૂખે રાખનારી વિદ્વાન પત્ની અને સંતતિ નિયમનના ધ્યેયને આગળ કરી પત્નીને તરફડાવનાર પતિ, એ બંને પોતાના હાથમાં ઝાંઝ લઈને એકસરખા વગાડીને બેસૂર અવાજ ઉત્પન્ન કરે છે. પોતાની માફક બીજાને પણ ભાવના હોય છે અને તેને સંભાળવાની જરૂર હોય છે, એ વાત સ્વાર્થી માણસ નહીં સમજવાનો. પ્રથમની બૈરીની યાદગીરી અને સ્ત્રીમિત્રોની પ્રશંસા કરનારા પતિઓ અને પતિના નજીકના સગા સામે ડોળા ધુરકાવનાર સ્ત્રી પોતાના સંસારસુખ પર કાપ મૂકે છે.

પતિપત્ની બંનેએ સાથે મળીને મુશ્કેલીમાંથી સંસારનું ગાડું ચલાવવું એમ ઘણા લોકોની માન્યતા છે. જેઓ આ પ્રમાણે કરવાને તૈયાર નથી હોતા, તેઓ અરસપરસ ઝઘડા કરે છે અને તેથી વિસંવાદ પેદા થાય છે. જો સૌ સૌ પોતાના વિવાહિત જીવનની ફરજો બરાબર સમજે અને અદા કરે તો આવા વિસંવાદી ઝઘડાઓ મટી જશે. વ્યભિચારી પતિપત્ની પોતાના કર્તવ્યમાં ચૂકતા નથી એમ કોણ કહેશે ? એક બીજાથી દૂર રહેનાર પતિપત્ની પણ કર્તવ્યવિમુખ નથી કે શું ? મારઝૂડ કરનાર નરપિશાચોને સમાજમાંથી દૂર રાખીએ તો સમાજ ઉજ્જવળ થશે અને સંસારમાં આનંદ ફેલાશે, એમાં જરા ય શંકા નથી.

સર્વત્ર પ્રસરેલા દુ:ખી સંસારની એક વાત સમાજ સમક્ષ પડેલી છે: તે એ કે સંસ્કારના તાત્ત્વિક પાયા પર અથવા તો પરંપરાના ચીલા પર ટકેલી આપણી સંસ્થા હલબલી ગઈ છે; તેનું ભવિષ્ય અત્યંત ભીષણ લાગે છે. કુટુંબજીવન એટલે સમાજ-જીવનને સ્થિર અને સારું બનાવવા લગ્નસંસ્થાની નવેસર રચના કરવાનો સમય આવી ગયો છે. પશ્ચિમમાં છૂટાછેડા અતિશય થઈ ગયા છે; આપણે ત્યાં તેનો બીલકુલ અભાવ છે: આ બંને લગ્નસંસ્થાને હચમચાવી નાખે છે. અતિશયતાની મૂર્ખાઈ નિવારવા અભાવ જ રહેવા દેવો, એ સોનેરી મધ્યમની મશ્કરી કરવા જેવું છે. મનુષ્ય બનતા સુધી સંસાર સમાધાનીથી કરે છે, ચલાવે છે, અને એકદમ છેવટનો રસ્તો ગ્રહણ કરતો નથી. આ લક્ષમાં રાખીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધવાનું સંસ્કારી ધ્યેય કાયમ રાખી-ને છૂટાછેડાનો લગ્નસંસ્થામાં સમાવેશ સહેલાઈથી કરી શકાય. છૂટા-છેડા, કાયદેસર ફારગતિ, સ્વતંત્ર રહેવાનું આ બધા ઉપાયો સંસારદુ:ખ-માંથી દુ:ખી જીવોને સારા પ્રમાણમાં બચાવી શકશે. ભાવના, આકાંક્ષા, આવડત અને સ્ત્રીપુરુષોના સહકારના આધાર લઈને ખૂબ સંસારસુખ પતિપત્નીને મળે એવી લગ્નસંસ્થાની બાંધણી થાય એવો સુદિન ક્યારે આવશે?

મરણતુલ્ય દુ:ખી લગ્નબંધનમાંથી મુક્ત થવાનો આદશાહી માર્ગ હિંદુ કાયદાએ કાયમને માટે બંધ કરી દીધો છે. આ એક સર્વ-સાધારણ જવાબ દરેક પત્ર લખનારને આપવામાં આવેલ છે. આવો નિરાશામય ઉત્તર દરેક પત્રની નીચે છાપ્યો હોત તો એનું પરિણામ પત્રની હકીકત વિચારનાર સમક્ષ જે પ્રશ્નો રજુ કરે છે તેનું છેવટ 'શું! કાંઈ ઉપાય નથી' એવા નિરાશાજનક નિ:શ્વાસ જ આવે!

આ પત્રો પ્રસિદ્ધ કરવાનો છે એ હતો કે ના છૂટકે ઢાંકેલાં દુ:ખી સંસારચિત્રો સમાજ સમક્ષ ઉઘાડાં કરવાં;

સમાજમાં ચાલી રહેલ અન્યાય બદલ રોષ ઉત્પન્ન કરાવવો; અન્યાય દૂર કરવા કાયદાકાનૂનમાં ફેરફાર કરવા સમાજને હાકલ કરવી; વિવાહિત જીવનમાં નિરાશાનું હળાહળ ઝેર પીને મૂર્છા પામેલાઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી અને નવી નીતિના મજબૂત પાયા પર ઉજ્જ્વળ અને ટકાઉ લગ્નસંસ્થા સમાજમાં જલદી ઊભી કરવી. કાયદાની મદદ ખરેખરી વખતે અને ખરા પક્ષને ભાગ્યે જ મળે છે. સામાન્યત: લોક સમાજ-નિયંત્રણના તારો પર નજર રાખીને, આડોસીપાડોસીની સહાનુભૂતિના પવન પર આશા રાખી જીવનનૌકા હંકારે છે. પણ સામાજિક ધ્યેય-ની અચળતાનાં દર્શન કે સમાજની સહાનુભૂતિ આપણી સ્ત્રીઓને મળતી નથી. એટલે તેમની જીવનનૌકા કોઈવાર કાદવમાં ખૂંચી જાય છે, તો કોઈવાર ખડક સાથે અથડાય છે. દુષ્ટ પતિઓને સમાજ પોતાનામાંથી હડસેલી મૂકે, દુ:ખિત સ્ત્રીઓની બૂમ સાંભળીને પાડોશી દોડી જાય; તો દુ:ખી સંસારોમાંથી કેટલાયને સુખ મળવા લાગશે. સમાજની વિવેકબુદ્ધિ જાગૃત થાય; અન્યાય કરનાર પ્રત્યે રોષ આવવા માંડે, તો આ પત્રો છાપ્યાનું સાર્થક થાય.

આ પત્રો 'સ્ત્રી' માસિકમાં દરેક વખત પ્રસિદ્ધ કરીને મારા હેતુને આદર આપનાર મહારાષ્ટ્રના ઘડવૈયા કર્તવ્યનિષ્ઠ સંપાદક રા. શંકરરાવ કિર્લોસ્કરનો તે પત્રો અને તેને આ પુસ્તકમાં ફરીને છાપવાની પરવાનગી આપવા બદલ જેટલો આભાર માનું તેટલો જ આભાર ગુજરાતના માનીતા માસિક સ્ત્રીજીવનના બાહોશ તંત્રી શ્રી અનુભાઈ જોધાણીનો પણ માનવા પાત્ર છે. તેઓએ આ પ્રચારકાર્યમાં બારે રસ લઈ કજોડાના પત્રો પુસ્તકરૂપમાં ફરી પ્રગટ કરવાનું જે સાહસ કર્યું છે તેના માટે હું તેમનો ઋણી છું.

વડોદરા
તા. ૧૦–૧૨–૧૯૪૫

વાસુદેવ વિનાયક જોશી

# અનુક્રમ

## પત્ર ૧ લો. રૂપવતી ભાર્યા શત્રુ!

**મારે** એક મહત્ત્વની બાબતમાં તમારી સલાહ જોઈએ છે. તે કાયદા પ્રમાણે, નહિ તો પછી વ્યવહાર દૃષ્ટિએ આપજો. કાયદેસર ઉપાય હોય તો સારું. અને તે કરતાં પણ જો મારાથી જ બની શકે એવો કંઈ ઉપાય બતાવશો તો વધુ ઠીક. હું તો હવે મારા દુઃખથી કંટાળી ગઈ છું. હું મારી દુઃખી કથની કહી બીજાને ત્રાસ દેવા ઇચ્છતી નથી.

મારા નસીબની કહાણી બહુ આશ્ચર્યજનક છે. સ્ત્રી સુંદર હોય તો તે વધુ સુખી હોય છે, એમ લેખાય છે, અને તે પોતાના પતિને હાથમાં રમાડે છે. પણ મારી બાબતમાં બધું જ ઊલટું થયું છે. મારું રૂપ જ મારું કમનસીબ ઠર્યું. તમે પૂછશો શી રીતે? તો તેનો જવાબ આ રહ્યો.

હું ઘણી રૂપાળી અને સુંદર હતી, માટે જ મારા શ્વશુર પક્ષે અને મારા પતિએ મને પસંદ કરી હતી, નહિ તો મારા પિતાની સ્થિતિ તો ઘણી જ ગરીબ, અને એ ઘર અમારી શક્તિ બહારનું તથા ઘણું ચડિયાતું હતું. મારા પતિને મારા રૂપ વિષે થોડોક વખત તો અભિમાન પણ હતું. તે પોતાના મિત્રોને આમંત્રણ આપી ઘેર બોલાવતા અને તેમની સાથે મારી ઓળખાણ કરાવતા.

અમારું કુટુંબ ઘણું શ્રીમંત તેમ જ સુધારક પણ કહી શકાય. તેમની મારા પ્રત્યેની આવી વર્તણૂકમાં મારા સસરાજી પણ

સંમત હતા, તેનું કારણ મને હવે સમજાયું. લગ્ન પહેલાં મારા પતિ ગાંડા થઈ ગયા હતા, પણ તેની ખબર અમને કયાંથી હોય! એ મગજની ધૂનને ઠેકાણે આણવા માટે લગ્ન કર્યું. હું ગરીબ ઘરની અને દેખાવડી એટલે મને પસંદ કરી. કેટલાક દિવસો તો અમે ઠીક ઠીક કાઢયા હશે, એમ મને લાગે છે. ખરું પૂછો તો તેમના મગજમાં કંઈક બગાડ છે, તેની મને ઘણા દિવસો સુધી ખબર પણ પડી નહિ.

હું પણ શ્રીમંત ઘરનો વૈભવ અને રીતભાત જોઈ થોડોક વખત બહાવરી જેવી બની ગઈ હતી, અને સસરાના વર્તન પ્રમાણે વર્તવાનો અને કપડાં પહેરવાનો હું ત્યારે પ્રયત્ન કરતી. એમણે પોતે જ પોતાના મિત્રો સાથે મારી ઓળખાણ કરાવી આપી અને ખરાબ ન દેખાય એટલા માટે તેમની સાથે હું બોલતી હતી. પરંતુ એ છૂટનો કોઈ ભળતો જ અર્થ કરશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

અમારા ઘરમાં એક ભાડૂત રહે છે. તેમની છોકરી મારી જ ઉંમરની હતી. તેનો વિવાહ મારા પતિ સાથે લગભગ નક્કી જેવો જ થયો હતો, પણ તેના ગાંડપણને કારણે તે વિચાર માંડી વળાવ્યો. તેનું નામ ઇંદુ. તે ઘણી જ સરસ છોકરી છે. મારા પતિ સાથે તેનાં લગ્ન થયાં નહિ અને બીજે ગરીબ ઘેર પરણવું પડયું તેથી તે ઘણી જ ચિડાઈ હતી. એમાં કંઈ મારો વાંક નહોતો, પણ તેને એમ જ લાગતું હતું કે હું જ તેની આડે આવી છું.

એમની સાથે ઇંદુ ઘણી જ છૂટથી બોલતી હતી. તેણે મારા પતિના મનમાં મારા વિષે વહેમ ભરી દીધો. ઈંદુ દેખાવે સાધારણ હતી, અને ખૂબ જાડી હોવાથી બહુ જ બેડોળ દેખાતી. મારું રૂપ જોઈ તેને ખૂબ ઈર્ષા આવતી. એટલે તેણે મારા પતિના મનમાં એવો વહેમ ભરી દીધો કે હું ખરાબ છું. બીજા સાથે બોલું, બેસું, તેનો અર્થ

તેણે બળતો જ કરી લીધો. પછી તો શું! ભૂતના હાથમાં મસાલ આપ્યા જેવું જ થયું. આથી તેમના નબળા મગજ પર વધુ અસર થઈ. અને ફક્ત એક જ ધૂન તેમના મગજમાં ભરાઈ ગઈ કે 'પોતાની સ્ત્રી ખરાબ છે. તે સુંદર હોવાને લીધે બીજા માણસો તેની સામે મીટ માંડી રહે છે. હું જો તેને બરાબર કબજામાં નહિ રાખી શકીશ તો તે હાથમાંથી જશે.'

કેટલાક દિવસો સુધી તો આ વાત મારા ધ્યાનમાં પણ આવી નહિ. મેં કસબી લૂગડું પહેર્યું હોય, અંબોડા પાછળ ગુચ્છા કર્યા હોય, માથામાં ફૂલ ખોસ્યું હોય, કે એકાદ બે દાગીના વધારે પહેર્યા કે તરત ગુસ્સામાં આવી જઈ મને એક બાજુએ બોલાવી 'હમણાં ને હમણાં જ આ બધું કાઢી નાખ' એમ કહેતા. કોઈ વખત મેળાવડામાં કે લગ્નપ્રસંગે ક્યાંક ગયાં હોઈએ તો અર્ધેથી જ ઉઠાડી ઘેર લઈ આવે. મારા સસરાજી બહુ હોંશીલા. અને આખા ઘરમાં હું જ બહુ સુંદર દેખાવડી હોવાથી તે મારાં વખાણ કર્યા કરતા.

એનો અર્થ પણ વિપરીત જ થયો. સસરાજી ઉપર પણ તેમને વહેમ આવવા લાગ્યો. અને તે કારણે તેમણે કૉલેજ છોડી. એટલે તો મારું દુઃખ વધ્યું. ચોવીસે કલાક ઘરમાં બેસી કાઢવા લાગ્યા અથવા મારી પાછળ પાછળ ફરવા લાગ્યા. તબિયત તો પહેલેથી જ નબળી અને નાજુક હતી. તેમાં આ ભ્રમિષ્ટતાને લીધે વધુ લથડવા માંડી. સાસુજીને તેમ જ સસરાજીને એમ જ લાગ્યું કે, વહુ તેમની બરાબર સંભાળ રાખતી નથી. પોતાના સુખ સામે જ જોઈ રહે છે. તેઓ મને ઠપકો આપવા લાગ્યાં. તેમણે પણ મારી અંતરવેદનામાં આગ મૂકવા માંડી. સસરાજી પર તો તેમને વહેમ હતો જ તેમાં વળી સાસુજીએ પોતાની પાસે સૂવાની મને આજ્ઞા કરી. જ્યારથી હું સાસુજી પાસે સૂવા ગઈ ત્યારથી તો તેમનું મગજ વધુ ઉશ્કેરાયું. આખી રાત ઘરમાં આંટા

મારવા, બારણામાં કાંન માંડી સાંભળવું; એ પ્રમાણે આખી રાત જાગરણ કરવા માંડયું.

સારાં માણસો હોય તો તે પણ આમ કરવાથી ભ્રમિત થઈ જાય તો પછી આ તો પહેલેથી જ અદ્ધર મગજ એટલે પછી પૂછવું જ શું? પછી તો હદ થઈ ગઈ. ચોવીસે કલાક મને પોતાના ઓરડામાં પોતાની પાસે બેસાડી રાખે. નાહવું જમવું, કપડાં બદલવાં, વગેરે દરેક કામ મારે તેમની હાજરીમાં જ કરવાં પડતાં. દરેક વેળા એમ જ કહેતા કે તું ખરાબ છે. તું આ બધું છોડી દે. અને આખો દિવસ મારા પગ ઉપર માથું ટેકવી બેસી રહેવાનું કહે: મારા વિષે જ્યારથી તેમને વહેમ ભરાઈ ગયો ત્યારથી મને કોઈ ત્રાહીત સ્ત્રી હોય તે પ્રમાણે મારી સાથે વર્તતા. પરંતુ તેમની પાસે જઈ તેમને સમજાવવાની મારામાં હિંમત જ રહી નથી. મને ઊંઘ પણ આવતી નથી. જ્યારે જોઉં ત્યારે તે મારા ઓસીકા પાસે બેઠેલા જ હોય, નહિ તો બારણાની અંદરની બાજુમાં વાસેલા તાળાને ખેંચી તપાસી જોતા હોય. મને મારઝૂડ કરતા નથી પણ એક ભ્રમિષ્ટ માણસને પાને હું પડી છું તેનો વિચાર આવતાં મારી ઊંઘ પણ ઊડી જાય છે. અને તેમનો ભરોસો શું? ઊંઘ આવી તો કદાચ ગળું દાબી મારી પણ નાંખે!

આવી સ્થિતિમાં હું દિવસો વીતાવું છું. નજર ચુકવી નદીકૂવો કરી જીવ આપું તો તે પણ મારે માટે શકય નથી. ચાર દિવસથી સસરાજી તેમને બહારગામ લઈ ગયા છે, એટલે આ પત્ર લખવાની તક મળી છે. કોઈ અજાણ્યું માણસ જુએ તો એમને ગાંડપણ હોય એવું જરાય ન લાગે. બીજી અનેક સામાજિક વાતોમાં તે સામેલ થાય છે પણ મને જોતાં જ તેમની આંખો ફરી જાય છે. મારી સુંદરતાને કારણે તેમને નાહકનો વહેમ ભરાઈ ગયો છે. એમ થાય છે કે, કયાં તો આપઘાત કરી નાખું અથવા તો કુરૂપ થઈ જાઉં તો જ મારા દુ:ખનો અંત આવશે.

મારો સ્વભાવ પહેલેથી જ આનંદી. મને દરેક વાતની હોંસ, અને ઉત્સાહ પણ ખરો, મેં મારા સંસારને સ્વર્ગસમો બનાવ્યો હોત પણ શું કરું ! આ સંશયપિશાચે મારા સંસારને સ્મશાન બનાવી મૂક્યો છે. ઈશ્વરે મને સખ્ત મજૂરીની સજા કરી છે એમ કહીએ તો ખોટું નથી. કેદી પણ બિચારા રાત્રે નિશ્ચિંતપણે ઊંઘતા હશે. મારા નસીબમાં તો રાત્રીની શાંત નિંદ્રા પણ નથી, એવી હું હીણભાગી છું.

આપણું દુઃખ બીજાને કહ્યાથી શું વળે! બધાંને એમ જ લાગે છે કે મેં જ તેમને બગાડયા છે. મારા રૂપને લીધે જ તેમની આ સ્થિતિ થઈ છે, પણ ખરું કારણ જુદું જ છે. મારા રૂપથી ગાંડપણ આવ્યું ખરું; પણ એ મારા રૂપનું ગાંડપણ નથી. મારા વર્તન વિષે તેમને મોટો વહેમ ભરાઈ ગયો છે તેનું આ પરિણામ છે!

આ બાબતનો કંઈ ઉપાય જડશે? પત્રનો જવાબ પરમ દિવસે આપશો; નહિ તો જવાબ લખશો નહિ. કારણ આજે જ સસરાજીનો કાગળ હતો કે, તેઓ બે ત્રણ દિવસમાં ઘેર આવી પહોંચશે. આ બાબતનો કંઈ નિકાલ લાવી શકશો તો હું તમારો અત્યંત આભાર માનીશ. વિશેષ શું લખું !

લી.

સૌ......

## પત્ર ૨ જો. અમારો પ્રણયત્રિકોણ

વડોદરામાં છૂટાછેડાનો કાયદો મંજૂર થયો છે એવું મારા સાંભળવામાં આવ્યું છે. તો તે કાયદાનો લાભ મને મળશે કે કેમ તે બાબતમાં મારે તમારી સલાહ જોઇએ છે.

મારાં લગ્ન મુંબઈમાં હિન્દુ ધર્મવિધિ પ્રમાણે થયાં છે. નાનપણમાં મારા શિક્ષણ માટે ખાનગી શિક્ષક રાખ્યો હતો. તેની છોકરી સાથે મારાં લગ્ન થયાં છે. લગ્ન પછી ઘણા દિવસો સુધી અમે સાથે રહેતાં હતાં, પણ ત્યારપછી છેલ્લાં દશ વર્ષથી અમે જુદાં જ રહીએ છીએ. લગ્ન પહેલાં મારી પત્નીને બીજા કોઈ યુવાન સાથે ઓળખાણ થઈ હતી; અને તેઓ એકમેકની સાથે લગ્નગાંઠથી જોડાવા વચનથી બંધાયાં હશે.

હું મારા પિતાનો એકનો એક પુત્ર અને સંપત્તિવાન હોવાથી તેના પિતાએ તેની મરજી વિરુદ્ધ મારી સાથે તેનાં લગ્ન કરી નાખ્યાં હોવાં જોઈએ. કારણ કે લગ્ન પછી જ્યારે અમે સાથે રહેતાં થયાં; ત્યારે પણ તે કોઈ દિવસ આનંદમાં હોય, એમ દેખાતી નહોતી. લગ્ન વખતે તે મેટ્રિકમાં આવી હતી, એટલે અભ્યાસનો બોજો વધુ હોવાથી પોતે ઉદાસ રહે છે એમ બતાવી તે મારાથી ઘણુંખરું દૂર જ રહેતી. ત્યારપછી હું નોકરી અર્થે બીજે ગામ ગયો. તે વખતે 'મારે મેટ્રિક થવું છે' એવી હઠ કરી તે પિયર જ રહી. તે ભણવામાં હોશિયાર હતી; છતાં ત્રણ વર્ષે મેટ્રિક પાસ થઈ. પહેલાં બે વર્ષ તો કદાચ બધા વિષયોમાં પાસ થવાશે નહિ એ બીકે પરીક્ષા આપી જ નહોતી. મેટ્રિક પાસ થયા

પછી આમળ અભ્યાસ કરવાનો તેણે દૃઢ નિશ્ચય જણાવ્યો. અને ગ્રેજ્યુએટ થઈ ત્યાં સુધી આઠ વર્ષ પિતાને ત્યાં જ રહી. દરમ્યાન તેનો જે પ્રેમી હતો તે મરણ પામ્યો. પછી મારે ત્યાં રહેવા માટે તે આવી હતી; પણ આઠ દશ દિવસ રહી પાછી ચાલી ગઈ. એ પ્રમાણે તેની મરજી માફક ચાર દિવસ આવી પાછી ચાલી જાય છે.

એક વાત લખવાની રહી જાય છે. લગ્ન પછી થોડાક દિવસો બાદ મારી પાસે તેણે વચન માંગી લીધું હતું કે આપણે ભાઈ-બેનના સગપણથી રહીશું. મેં મશ્કરી માની તેને વચન આપ્યું, પણ પછી તેણે તે આપેલા વચનનો કદી ભંગ કરવા દીધો નહિ. મને લાગ્યું કે તેનો પ્રેમી તો મરી ગયો છે, તો હવે એ વચનને તે ભૂલી જશે; પણ મારી એ આશા નિષ્ફળ ગઈ.

અમે એકમેકને અતિશય ચાહીએ છીએ. તેના સુખ માટે મેં અત્યાર સુધીમાં હજારો રૂપિયાનું પાણી કરી નાખ્યું. અને એણે પણ મારી અત્યાર સુધી અનેક અગવડો સંભાળી. મારી માંદગીના દિવસોમાં મારે માટે તેણે તનતોડ મહેનત કરી હતી, અને હજી પણ જો મને કંઈ થયું હોય તો તેની આંખમાંથી આંસુઓ ટપકે છે.

તેનો જાતિ સ્વભાવ જ બહુ કોમળ છે. બીજાની સાથે પણ તે સારું વર્તન રાખે છે, પણ એ જ્યારે જ્યારે મારે ત્યાં રહેવા માટે આવે છે, ત્યારે ત્યારે એક વાત સ્પષ્ટ જણાઈ આવે છે અને તે એ કે, મને તેના પતિ તરીકે નહિ માનવાનો તેના મનનો દૃઢ સંકલ્પ તે મને સમજાવવાનો પ્રયત્ન કરે છે. તેનાથી આ સગપણનો સ્વીકાર થઈ શકતો નથી, અને તેથી તેના મનમાં થતી ગડમથલ, અને તેની દીનતાભરી મુદ્રા જોઈ મને તો દયા આવી જાય છે. ભાઈબેનના સગપણે રહેવાનું જ્યારે તેણે વચન માગી લીધું હતું; તેજ ક્ષણે તેણે મને એકપત્નીત્વની નૈતિક જવાબદારીમાંથી મુક્ત કર્યાનું પણ કહી નાખ્યું હતું, પુનર્લગ્ન તો શું પણ બીજો કોઈ પણ વહેવાર છડેચોક કરું એવીજ તેની મરજી જણાય છે. મારા

પર પ્રેમ ન કરી શકનારા તેના હઠીલા મનને મારા દુર્વતનનું બહાનું મળે એટલા માટે આ બાબતમાં કેટલીય વેળા તેણે મને કહી નાખ્યું હશે. તેની મરજી વિરુદ્ધ પતિપત્નીનો સંબંધ રાખવાની મારામાં હિંમત જ નથી. પહેલાં જ્યારે અમે પતિપત્ની તરીકે રહેતાં હતાં, તે વખતનો અનુભવ હજી પણ હું ભૂલ્યો નથી. તે સગપણથી થતો કલેશ, અને તેના મનમાં થતો તિરસ્કાર, તેનાથી સહન કરી શકાતો નહોતો. અને તે એટલો ઉગ્ર હતો; કે તેની પુનરાવૃત્તિ મારે કરવી જ નથી.

મને મારી પત્ની માટે અત્યંત પ્રેમ છે, અને તેને સુખી કરવા મારાથી બની શકે તેટલું કરવા હું તૈયાર છું. મારી પત્ની તરીકે રહી તેને આજન્મે સુખી થવું અશક્ય છે. તો તેને હું લગ્નબંધનથી મુક્ત કરી તેને યોગ્ય પુરુષ સાથે સંબંધ જોડવાની રજા આપું છું. તેને યોગ્ય પતિ મળશે તો એ સુખી થશે. તે સ્વભાવે એટલી પ્રેમાળ અને સદ્‌ગુણી છે કે, તે પોતાના પતિને જરૂર સુખી કરશે. મરજી વિરુદ્ધના તેના લગ્નથી તેણે સ્વીકારેલી સાધ્વીવૃત્તિ મારાથી જોઈ શકાતી નથી. અને જે સ્ત્રીનો પત્ની તરીકેનો હક્ક મારાથી લઈ શકાતો ન હોય; તો પછી તેની સાથે રહેવાથી શું ફાયદો? તેના ભરણપોષણ માટે મેં પહેલેથી મારી મિલકતમાંથી ઘણો મોટો હિસ્સો બક્ષિસ તરીકે કાઢી આપ્યો છે. એટલે તે મિલકતની આશાએ ઘણાંય માંગાં તેને માટે આવશે.

વડોદરા રાજ્યમાં રહેવાનો હક્ક ફક્ત પુરુષોથી જ મેળવી શકાય છે. અને તે હક્ક જે પુરુષને મળ્યો હોય તેનાથી અથવા તેની સ્ત્રીથી છૂટાછેડાના કાયદાનો લાભ લઈ શકાય છે, એમ તમે એક ઠેકાણે લખ્યું હતું તે મેં વાંચ્યું છે. નાગરિકનો હક્ક મેળવવાની મારી ઇચ્છા છે. અને આ સર્વ બાબતમાં મારે તમારી પાસે કાયદાની સલાહ જોઇએ છે. તમારી મહેનતનો બદલો વાળીશ. એજ વિનંતી. લિ. આપનો

## પત્ર ૩ જો. ગ્રેજ્યુએટ પત્ની ને બેરીસ્ટર પતિ

**મારે** તમારી પાસે કાયદાની સલાહ જોઈએ છે. મારું લગ્ન રજિસ્ટર પદ્ધતિએ થયું હતું; પરંતુ છૂટાછેડાના કાયદા પ્રમાણે મારાથી જુદા થઈ શકાશે કે કેમ, તેની મને પોતાને શંકા છે. કારણ કે મેં ઇન્ડિયન ડાયવ્હોર્સ એક્ટ વાંચ્યો છે. તેમાં જે કારણો અને કલમો આપ્યાં છે, તે કારણો અને કલમો મારી વિગતોને લાગુ પડશે કે નહિ તે વિષે મને શંકા છે.

એકદમ છૂટાછેડા મેળવવા જેટલી વિકટ પરિસ્થિતિ નથી, પરંતુ કોઈ કોઈ વખત જીવ ગુંગળાય છે એટલે એમ જ થઈ આવે છે કે, આ સંસાર સુખનો નકામો મોહ છોડી દઈ, તેમાંથી મુક્ત થઈ, ફરી પહેલાંની પેઠે એકલવાયું અને દુ:ખી વિધવા જીવન ગાળવું. આ બાબતમાં તમારી સલાહ લેવાનું કારણ એટલું જ કે, મેં જ્યારે પુનર્લગ્ન કરવાનો વિચાર નક્કી કર્યો ત્યારે મારાં સગાંસંબંધીઓએ ખૂબ વિરોધ બતાવ્યો હતો, અને બની શકે તો છૂપી રીતે લગ્ન કરી નાખવાં એવી પણ કેટલાકની સલાહ હતી; પણ તમારો એક લેખ વાંચવાથી મારામાં ડહાપણ આવ્યું હતું અને રજિસ્ટર પદ્ધતિ પ્રમાણે લગ્ન કરવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો, એટલે એક રીતે તો તમારા મત પ્રમાણે જ મેં નક્કી કર્યું છે. એક રીતે તો તમારા મત પ્રમાણે મેં રજિસ્ટર લગ્ન કર્યાં એ જ ઠીક કર્યું.

ગુસ્સાના આવેશમાં આવી જઈ એ કોઈ કોઈ વખત કહે છે પણ ખરા કે, 'શું કરું ? રજિસ્ટર લગ્ન કર્યાં છે!

નહિ તો ફરીથી બીજાં લગ્ન કર્યાં હોત !' અને ખરેખર કાયદાની આડખીલી જો નહિ હોત તો જરૂર તેમણે મારા પર શોક્ય લાવીને બેસાડી હોત. મારી હકીકત હું નીચે આપું છું તે ગુપ્ત રાખશો.

મારાં લગ્ન નાનપણમાં થયાં હતાં અને એક વરસની અંદર જ હું વિધવા થઈ. મારા માતાપિતા જૂના વિચારનાં અને શિક્ષણ વિરોધી હતાં. એટલે પહેલાં બે ત્રણ વર્ષ તો મેં ખૂણે બેસી રડી રડીને જ કાઢયાં. સાસરાનો મને જરા પણ આધાર નહોતો. એટલે મારા ભરણપોષણ માટે તેમણે મારા શિક્ષણની વ્યવસ્થા કરી. હું તેમનું મન એટલું બધું સાચવતી કે મેં મારું વ્યકિતત્વ લગભગ ગુમાવી દીધું હતું. અજાણ્યે કદાચ મારા સરખી બીજી છોકરીઓ પેઠે હું હસી, રમી, તો મારું બહાર જવા આવવાનું પણ બંધ થઈ જશે, તેની મને બીક લાગતી હતી.

એવી કડક સ્થિતિમાં રહી હું મેટ્રિક થઈ અને થોડે વખતે બી. એ. પણ પાસ થઈ. માતાપિતા રોજ મને કહેતાં કે આવી રીતે જીવન ગાળવામાં જ મારા દેહનું સાર્થક છે. મારાં માતાપિતા બહુ જ પ્રેમાળ હતાં અને તેમના મારા પર અગણિત ઉપકાર પણ ખરા; પરંતુ ભરયૌવનમાં આવેલી પોતાની વિધવા પુત્રીને નીરસ જીવન ગાળવું એવો તેમનો ઉપદેશ મને તો તદ્દન અવિચારી લાગતો. મારાં માતાપિતા આટલી ઉમર થઈ તો પણ ક્ષણભર એકમેકથી જરાયે વિખૂટાં પડતાં નહોતાં અને મને ચીડ આવતી તે આ જ વાતની! પાછી ફરેલી પોતાના પેટની દીકરી ચોવીસે કલાક નજર સામે હોવા છતાં આટલાં ઘરડાં પતિ-પત્નીને સંસારી રહેવું કેમ સારું લાગતું હશે? બીજું કંઈ નહિ તો મારી લાગણી ન દુઃખવવા ખાતર તો તેમણે મારી પેઠે સંન્યસ્ત જીવન ગાળવું જોઈતું હતું. હું ઉપર ઉપરથી જૂના વિચારો અને રીતરિવાજોને માન આપતી હતી ખરી; પણ તેટલીજ તીવ્રતાથી અંદરથી હું તેને ધિક્કારતી હતી. વિધવા થયા પછી થોડા જ દિવસો

બાદ મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કરી મૂક્યો હતો કે, આગળ ઉપર ગમે ત્યારે પણ મારે પુનર્લગ્ન કરવાં. ભરણપોષણને માટે હું બી. એ. થઈ કે તરત જ મેં શિક્ષિકાની નોકરી લીધી. હું કમાવા લાગી કે પુનર્લગ્નના વિચારો મારા મનમાં ઘોળાવા લાગ્યા.

એ અરસામાં જ તેઓ વિલાયત જઈ બૅરિસ્ટર થઈ આવ્યા હતા. તેમની પહેલી વારની સ્ત્રી તે જ અરસામાં મરણ પામી હતી. હું શરીરે સુંદર તેમજ ભણેલી અને ઉંમરે પણ મોટી, ને વળી પ્રતિષ્ઠિત તરીકેની મારી ખ્યાતિ પણ હતી. હું તપાસ કરું તે પહેલાં જ તેમના તરફથી માગું આવ્યું. સારા ઘરના–વિલાયત જઈ ભણી આવેલા એટલે તેમના ભણતર અને કુળને લક્ષમાં લઈ મારે જે ઝીણવટથી તપાસ કરવી જોઈતી હતી તે કરી નહિ. મારો ઘણા દિવસનો પુનર્લગ્ન કરવાનો સંકેત આપોઆપ અને સફળતાપૂર્વક પાર પડે છે તેના જ આનંદમાં હું હરખાઈ ગઈ હતી; અને હું સમજણી થઈ ત્યારથી પરિસ્થિતિ અને રીતરિવાજોએ મને એટલી તો ગુંગળાવી નાખી હતી કે મારો મનોરથ સફળ કરવા માટે હું ગમે તે સાહસ ખેડવા તૈયાર થઈ હતી. મારાં સગાંવહાલાંને ન ગણકારતાં મેં તેમની સાથે પુનર્લગ્ન કર્યાં.

હવે જ મારા અણબનાવની હકીકત શરૂ થાય છે. પુરુષ ભણ્યો હોય એટલે સંસ્કારી પણ હોય જ એવું કંઈ નથી હોતું; અને વિલાયત જઈ આવેલા પણ ઉદાર મતના હોય છે એમ પણ કંઈ હોતું નથી. મારો તો દૃઢ અભિપ્રાય છે કે, જે પુરુષ બહાર રખડી આવેલો હોય છે તે જ પુરુષ પોતાની સ્ત્રી સાથે અત્યંત અનુદારતાથી વર્તતો હોય છે. સ્ત્રી એટલે ભોગવવાની વસ્તુ : એ સિવાય બીજું કંઈ જ પુરુષોને લાગતું નહિ હોય, એમ જ મારે કહેવું પડે છે. એટલી બધી તેમની વર્તણૂક કંટાળાભરી હોય છે.

તેમણે ભણેલી સ્ત્રીની સાથે લગ્ન કર્યાં હતાં ખરાં; પણ સ્ત્રીનું ભણતર એટલે તેના બીજા ગુણોમાંનો જ એક, એટલી જ

તેમને તેની કીમત! પોતાની સ્ત્રીને મન હૃદય જેવી કંઈ વસ્તુઓ હશે અને શિક્ષણને લીધે તેની આકાંક્ષા કંઈક વધી હશે, એવો કોઈ પણ વિચાર તેમના મનમાં કદી આવતો નથી. ભણેલી સ્ત્રી મેળવવી ખરી; પણ લગ્ન થતાં જ એકાદ અભણ સ્ત્રીની પેઠે તેને બધો વખત ઘરમાં જ રહી વૈતરું કરવું, એમ જ તેમને લાગે છે. તેણે ઘર બહાર જવું આવવું નહિ, પર પુરુષો સાથે બોલવું ચાલવું નહિ, એવી તેમની વૃત્તિ ધીમે ધીમે બહાર આવવા લાગી, વારું. હું તો સંસારસુખ મેળવવા માટે જ ઉત્સુક હતી; તે માટે ગમે તે સ્વાર્થત્યાગ કરવા તૈયાર હતી. મેં રાતદિવસ તેમની મરજી મુજબ કષ્ટ કરી જોયું, પણ મારા શ્રમ માટે તેમને જરા પણ દયા ઉત્પન્ન થઈ નહિ, તેમજ ઘરકામ સારી પેઠે કરવા માટે તેમણે મારી જરા સરખી પણ કદર કરી નહીં. ઊલટું પોતાની પહેલી વખતની અને નિરક્ષર કુરૂપ પત્નીનાં મારી આગળ ગુણ ગાઈ મારા ઉત્સાહ પર તેઓ પાણી ફેરવે છે. મારા રૂપનો, શિક્ષણનો, સદ્-ગુણનો તેઓ તુચ્છકાર કરે છે. અને હું કેવી ગાંડી કે, લગ્ન પછી નોકરી નહિ કરવાનું મેં કબૂલ કર્યું? નોકરી છોડી ને તેનું પરિણામ એ આવ્યું કે એક પૈસાને માટે પણ મારે તેમની પાસે હાથ ધર-વાનો રહ્યો. હું ઘરની ગૃહિણી ખરી, પણ એકાદ વસ્તુ મારા પોતાને માટે વેચાતી લેવી હોય તો તેટલો પણ મને અધિકાર નહિ. પહેલાં તેમને સમજાવી મંજૂરી મેળવવી પડે ત્યારે ક્યાંક ધ્યાનમાં આવ્યું તો વળી ખર્ચ પૂરતા પૈસા કબાટમાંથી કાઢી આપે.

દર વખત આમ આજીજી કરી પૈસા માગવાનો અને રકઝક કરવાનો મને કંટાળો આવ્યો. આખરે મેં મારી ઇચ્છા પ્રમાણે કંઈ પણ કરવાનું છોડી દીધું. અને એમણે ભૂલેચૂકે પણ મને કોઈ દહાડો એમ પૂછ્યું નથી કે, તારે કંઈ જોઈએ છે? પોતે જમીને કોર્ટમાં જાય પછી ઘરમાં આખો દિવસ હું એકલી. કામ વગરની હોવાથી મને થયું કે માનદ શિક્ષિકા તરીકે બે કલાક કન્યાશાળામાં શીખ-

વવા માટે જાઉં ! તો તે પણ તેમને પસંદ પડયું નહિ. એમ. એ.ના અભ્યાસ માટે પૂછ્યું ત્યારે તેમણે તેમના સરખા જ સુશિક્ષિત પણ ઉલટા વિચારના ચાર પાંચ મિત્રો બોલાવી તેમની આગળ મારા ઉચ્ચ અભ્યાસ કરવાના વિચારની તેમણે એવી તો મશ્કરી કરી કે પૂછવાની વાત નહિ.

એમના સ્નેહીઓ પણ એમના સૂરમાં સૂર પૂરી મને ઉપદેશ આપવા લાગ્યા કે, એમ. એ. થઈને શું કરવું છે? તમારે તો ઘરનું કામકાજ કરવું જોઈએ. તેમની પ્રેકિટસ સાધારણ ચાલતી હતી. બધું કામકાજ હું હાથે જ કરતી હતી; પણ એવું જો મેં બધાંની આગળ તે વખતે કહ્યું હોત તો એમની આબરૂ ગઈ હોત. ગ્રેજ્યુએટ પત્ની પાસે રસોઈ, એઠવાડ, વાસણ, કપડાં, વગેરે કામ કરાવવા માટે બેરિસ્ટર સાહેબની ફજેતી થઈ હોત; તેથી હું કંઈ પણ ન બોલતાં બધું મૂંગે મોંએ સાંભળી રહી. મને લાગ્યું કે મારે શું કામ બીજાના દેખતાં તેમનું અપમાન કરવું જોઇએ? એમ. એ. નો અભ્યાસ કરવાનો મેં નિશ્ચય કર્યો. કેટલાંક પુસ્તકો પણ મેળવ્યાં. અભ્યાસ શરૂ કર્યો. પરીક્ષા માટે ફરી પાછું એક વખત એમને પૂછી જોયું, તો જવાબ મળ્યો કે, 'તારી પાસે ફી ભરવાના પૈસા હોય તો મારી કંઈ ના નથી.' આ તો હું તમને એક ઉદાહરણ તરીકે લખું છું, એટલું જ.

અમારા આચારવિચારો એટલા બધા ભિન્ન છે કે મને લાગે છે કે તેને લીધે દિવસે દિવસે અમારામાં અણબનાવ વધતો જ ગયો. ખાવું, પીવું, કલબમાં પાનાં રમવાં, કરડાકીમાં ફાવે તેમ બોલવું, એવી તેમની વૃત્તિ; ત્યારે કલા–કૌશલ્ય, વાંચન–લેખન, સમાજ સેવા કરવી એવી મારી ભાવનાઓ. મેં કોઇપણ દિવસ તેમની કોઈપણ પ્રવૃત્તિની મજાક કરી નથીઃ પરંતુ મારી પસંદગી વિષે ટકા કર્યા વિના તેમને બીજો ધંધો જ નથી. તેમનું બોલેલું મારે સાંભળી રહેવું અને મહામુશીબતે દુઃખતા હૈયાને દાબી હસતું મોં રાખવું, આ

અમારી સંતાકુકડીની રમત રોજ કંઇ થોડી જ નભી શકે? સંસાર સુખ માટે પણ આવી જ ભિન્ન પરિસ્થિતિ. કદાચ સંતાન થાય તો મોટી આપદા! અને તે વળી તેમના જેવા જ સ્વભાવના થયાં તો મને તો જન્મભરનો ત્રાસ. એ બીકે મેં છોકરાં થવા દીધાં નહિ, અને માતૃપદનો પરમ આનંદ મેં મારે હાથે કરીને ગુમાવ્યો, અને તેથી હવે અમારામાં બનાવ ઉત્પન્ન થશે એવું કંઈ જ નથી.

અમારો અણબનાવ વધતો જાય છે. અમે એકઠાં રહીએ છીએ. જગતની દૃષ્ટિએ અમે સુખી આનંદી દેખાઇએ છીએ, પણ વસ્તુસ્થિતિ આવી છે. મેળાવડામાં નાટકસિનેમા જોવા અમે સાથેજ જઇએ છીએ. પાર્ટીમાં જઇએ છીએ અને બીજાને અમારે ત્યાં બોલાવીએ છીએ, બધાંની સાથે હાસ્યવિનોદમાં પણ ભાગ લઇએ છીએ, તેથી મારી બહેનપણીઓ મને કહે છે કે, 'તું ઘણી ભાગ્યશાળી અને સુખી છે.' પણ મારુ સુખ મને એટલું બધું ત્રાસદાયક થઈ પડયું છે કે તેના કરતાં તો હું આ લગ્નના મોહમાં ન પડતાં વિધવા સ્થિતિમાં જ રહી હોત તો વધુ સુખી થઈ હોત. હવે અમારો અણબનાવ મારા માતાપિતાને પણ મારાથી કહેવાતો નથી, કારણ કે તેમની મરજીવિરુદ્ધ મેં લગ્ન કર્યું હતું. મારી બહેનપણીઓને પણ મારાથી આ વાત કહી શકાતી નથી. તેઓ કદાચ મારો જ વાંક કાઢે!

અમે સ્ત્રીઓ સ્ત્રીઓને જેટલો દગો દઇએ છીએ, એકબીજાની જેટલી નિંદા કરીએ છીએ, તેટલી અધમમાં અધમ પુરુષ પણ કરતા નહિ હોય. પતિપત્નીમાં અણબનાવ થયો એટલે વાંક પત્નીનો જ! અને ખરાબ પુરુષો માટે હમેશાં તેઓ સહાનુભૂતિ જ બતાવે છે. આવા સકંજામાં હું સપડાઇ છું; મારી મૂંઝવણનો પાર નથી. મારી અનેક આકાંક્ષાઓ ધૂળમાં મળી જાય છે. ઘરમાંના હાલ્લાં અથડાયાં તો અવાજ થયા વિના રહેજ નહિ અને આડોશીપાડોશીના સાંભળવામાં આવે ને તેમને હસવાનું થાય. માટે

ગમે તે થાય તો પણ કોઈ પણ જાતનો વિરોધ ન બતાવતાં હું જ બધું સહન કરી લઉં છું. હું ગમે તેટલું ભણી હોઈશ તો પણ આખરે તો હિંદુ સ્ત્રી જ ને! જે કંઈ થોડી ઘણી મારી પ્રતિષ્ઠા છે તે પણ ભૂંસાઈ જશે.

પતિપત્નીનો સ્વભાવ એકમેકથી વિરુદ્ધ હોય તો તેમણે સાથે રહેવાથી શું ફાયદો? ઈન્ડિયન ડાયવોર્સ એકટમાં નિર્દયતાના કારણે છૂટાછેડા માગી શકાય છે; તો હું પૂછું છું કે મારા પ્રત્યેનું તેમનું વર્તન નિર્દયતાભર્યું ન કહેવાય? કે પ્રત્યક્ષ મારઝૂડ કરે તેને જ નિર્દયતા કહી શકાય? અને તેમજ હોય તો પછી સુશિક્ષિત માણસોને તો આ કાયદાનો કંઈ જ ઉપયોગ નહિ! મારે એવો અભિપ્રાય જોઈએ છે કે તેમનું મારા પ્રત્યેનું વર્તન નિર્દયતાભર્યું ગણાય કે નહિ? મારી સાથે સારું વર્તન રાખી તેમણે મને મારઝૂડ કરી હોત તો પણ મેં તેમને નિર્દય કહ્યા ન હોત. તો આ બાબતમાં તમારો મત જણાવશો તો હું તમારી સદૈવ ઋણી રહીશ.

આ બાબતમાં અહીંના કોઈ વકીલની સલાહ લેવાનું મારાથી બની શકે તેમ નથી. બીજું તો શું પણ આ બાજુએ કોઈને પૂછી પણ શકાય નહિ. કારણકે વાત વાએ ઊડી ચારે બાજુએ ફેલાય અને મને વધુ ત્રાસ થાય અને મારે નીચું જોવાનો વખત આવે. આ સાથે સરનામું કરી ટિકીટવાળું પાકીટ જવાબ માટે મોકલ્યું છે. તેમાં જ તમારો જવાબ મોકલાવશો. એટલે બીજા કોઈના હાથમાં ન જતાં મને જ તે મળશેઃ એજ. લી.

સૌ......

પત્ર ૪ થો. ભણેલી ડાકણ

વિ. વિ. સાથે લખવાનું કે, મારે એક બાબતમાં કાયદાની સલાહ જોઈએ છે. એક પુરુષની પહેલી સ્ત્રી હયાત છે. તો પછી તેનાથી પરન્યાતમાં બીજું લગ્ન કાયદેસર રીતે કરી શકાય? વારુ, લગ્ન કર્યા પહેલાં તે સ્ત્રી ઘરમાં રહે તો પહેલી સ્ત્રીથી તેને કાયદેસર અટકાવી શકાય કે નહિ? અને ધારો કે તે સ્ત્રીને સંતાન થયું તો તે સંતાન તે પુરુષની મિલ્કતનું ભાગીદાર થાય ખરું? અને તે પુરુષના મૃત્યુ બાદ તે સ્ત્રીને તેની મિલ્કત મળી શકે? આ પ્રશ્નોના ઉત્તર મારે જોઈએ છે. એની વિગતવાર હકીકત નીચે આપું છું, એટલે તમને જવાબ આપવો સુગમ થઈ પડશે.

દસબાર વર્ષ પહેલાં મારાં લગ્ન થયાં છે. મને ચાર સંતાન છે. હું અને મારાં સંતાન મારા પતિ સાથે એક જ ઘરમાં રહીએ છીએ એમ બહારના જોનારને લાગે છે. બીજા માણસો મને ઘણી ભાગ્યવાન કહે છે. અને ખરેખર લગ્ન પછીનાં પહેલાં પાંચછ વર્ષ તો અમે એટલા સુખમાં ગાળ્યાં કે, મને એમ લાગે છે કે મને કોઈની નજર લાગી. હું મારી બીજી સુવાવડ વખતે હોસ્પિટલમાં ગઈ હતી. તે વખતે એમની અને એક લેડી ડોકટરની ઓળખાણ થઈ. તે લેડીડોકટર કોઈ કોઈ વખત અમારે ત્યાં આવતી. પણ હવે મને ખબર પડી કે, મારા પતિ તેને ત્યાં રોજ આવતા–જતા હતા. આખા ગામમાં તેને માટે હોહા થઈ, છતાં પણ મને તેમાંનું કંઈજ સમજાયું નહોતું. ફરી ત્રીજી સુવાવડ વખતે હું ઘેર જ રહી હતી. અને તે વખતે તેમનું અને લેડીડોકટરનું વિચિત્ર વર્તન મારી નજરે

પડયું. મેં તેમને એ બાબતમાં પૂછયું, ત્યારે તેમણે બે વર્ષથી આ સંબંધ ચાલુ હોવાનું ખુલ્લે દિલે કબૂલ કર્યું. હું ખૂબ રડી, કલ્પાંત કરી મૂકયું, ત્યારે તેમણે એ નાદ છોડી દેવા કબૂલ કર્યું ખરું, પણ એ નાદ કંઈ છૂટયો નહિ. પણ એટલું માત્ર ખરું કે તેનું અમારે ત્યાં આવવું-જવું ઓછું થયું. ધીમે ધીમે તેમની માયા મારા પર તેમ જ મારાં બાળકો ઉપર ઓછી થતી ચાલી. મને અત્યાર સુધીમાં છોકરાં થયાં છે અને હવે પછી થશે પણ ખરાં; પરંતુ છ વર્ષ પહેલાંના મારા સંસારસુખનો તો હવે અંત જ આવ્યો છે. અને હવે તો સંસાર-સુખ જ શું પણ આખા દિવસમાં એમને મારી સાથે એક શબ્દ બોલવાની પણ ફુરસદ નથી. અને હમણાં હમણાં તેમણે મારી સાથે બેસવા–બોલવાનું પણ ઓછું કરવા માંડયું છે. જેમ ધાવતાં બાળકને વછોડી દૂર કરે તેમ તે મને તરછોડી નાખે છે; અને તેમ તેમ મારી મૂંઝવણ વધતી જાય છે.

ગયે વર્ષે મેં ઘેર જ અભ્યાસ કરી મેટ્રિકની પરીક્ષા પાસ કરી. તે એટલા માટે કે કદાચ મને અને મારાં બાળકોને 'ઘરમાંથી જા' એમ તે કહે તો કયાંક પણ કામધંધો કરી મારું તેમ જ મારાં બાળકોનું હું ગુજરાન તો કરી શકું ! અને મને એમ લાગ્યું કે શિક્ષણ મેળવું તો ફરી તેમને કદાચ ગમું. લેડી ડૉકટર ભણેલી છે તે માટે જ તેઓ તેના પર વારી જતા હશે; એમ મને લાગતું. પણ તે મારું માનવું ખોટું ઠર્યું. મારા પરનો તેમનો પ્રેમ વધુ ને વધુ ઓછો થતો ગયો અને હવે તો તદ્દન ખલાસ થઈ ગયો છે. મારા ભર્યાભાદર્યા ઘરને આ લેડીડૉકટર ભસ્મીભૂત કરી નાખે છે. આજ સુધી તો એમની વચ્ચેનો બધો વહેવાર બહાર ચાલતો હતો, એટલે મારા મનને એટલો બધો ઉદ્વેગ અને ત્રાસ થતો નહોતો; પણ હવે તો તે લેડીડૉકટર બેધડકપણે મારે ત્યાં આવી રહેવા માંડી છે અને થોડાક વખત પર મને કોઈએ કહ્યું કે, તે ગર્ભવતી છે અને તેમની સાથે રજિસ્ટર લગ્ન કરવાની છે. અને હમણાં તે રાતદિવસ મારે ત્યાં રહેવા આવી છે પણ ખરી.

એ લેડીડૉક્ટર સેણુવી જાતિની છે. અમે દેશસ્થ બ્રાહ્મણ છીએ. તો એવાં લગ્ન થઈ શકે? તેમનાથી લગ્ન ન થઈ શકે એવું મારે જોઈએ છે. મારા એક ફુઆસસરા પરમ દિવસે અમારે ત્યાં આવ્યા અને તેમને ખૂબ ઠપકો આપ્યો અને કહ્યું કે 'ગામમાં જ્યાં ને ત્યાં લોકો તમારી નિંદા કરે છે. તેના કરતાં તમે લગ્ન કરી સાથે કેમ રહેતાં નથી? લોકોની ટીકા બંધ થશે અને તમારી આબરૂ સલામત રહેશે.' તેમના આ શબ્દો સાંભળીને હું તો દિગ્મૂઢ જ બની ગઈ. ઈજ્જતને ખાતર મારા પેટ પર પગ મુકાવવા પોતાના ભત્રીજાને સલાહ આપનારા ફુઆજી યમનો જ અવતાર નહિ તો બીજું શું? હું મારા મનમાં જ વિચાર કરતી હતી કે, આજે નહિ તો થોડાક દિવસો જતાં લેડીડૉક્ટરની ઉંમર થશે અને રૂપ ઓસરશે એટલે તરત તેનો નાદ છોડી દેશે. પણ ફુઆજીના કહેવા પ્રમાણે જો તેણે લગ્ન જ કર્યાં તો પછી તે ઘરની માલિક જ થશે! કદી પણ તે બહાર નીકળશે નહિ. પુરુષે એકાદ સ્ત્રી રાખી હોય તે એક વખત ચાલે, પણ એક પર બીજી લાવ્યા તો તે ઘણું જ ખોટું.

મેં એમ પણ સાંભળ્યું છે કે એને દિવસ છે. અને ગામમાં ફીટફીટ ન થાય એટલા માટે તે એમની સાથે લગ્ન કરવાની છે. આવું તો આ ત્રીજી વખત બન્યું છે. બે વખત તો તેણે પેટના રોગનું ઓપરેશન કરાવ્યું હતું જ. પણ તેનો શું નિયમ? તે ગમે તેટલું ભણીગણી હશે, પણ સ્ત્રી જ છે. સંતાન સુખની ઇચ્છા કરવી તેને માટે સાહજિક જ છે. એટલે મારું મન ઘણું ચિંતાગ્રસ્ત છે કે જો તેણે હઠ કરી તો જરૂર તેઓ તેની સાથે લગ્ન કરવા તૈયાર થશે. નહિ તો પણ તેમને તો એમ જ લાગે છે કે, હું તેમને સુખી કરી શકી નથી. અને એ લેડી ડૉક્ટર એટલી તો નિર્લજ્જ છે કે, એક દિવસ મેં એને કંઈ કહ્યું એટલે તો એણે મારી વિરુદ્ધ જ બોલવા માંડયું. તે કહે કે 'તમે આટલાં વર્ષો હક્કથી તેમની સાથે સંસારસુખ ભોગવ્યું તો હવે મને એ સુખ ભોગવવા દીધું હોય

તો શું હરકત છે ?' અને વધુ કહે કે, 'તમારા પતિ જ કહેતા હતા કે તમે એમને જોઈએ તેવું સુખ આપી શક્યાં નથી. અને હું તેમને સુખી કરી શકતી હોઉં તો તમારે પતિવ્રતા ધર્મ પ્રમાણે તમારા પતિના સુખની આડે ન આવવું જોઈએ.' તેનું આ નિર્લજ્જતાભર્યું બોલવું સાંભળી મને તો મરવા જેવું લાગ્યું અને હું મૂંગી રહી. મને મારી અને મારાં બાળકોની ચિંતા થવા લાગી છે. મેં તેમને કદી સુખ આપ્યું નથી એવું એક બીજી જ સ્ત્રીને કહેવા જેટલી સ્થિતિએ જે પહોંચ્યા છે તેમને હવે અમારી દયા તો ક્યાંથી આવશે ? અને હમણાંનું તેમનું એક પરાયા જેવું વર્તન જોઈ મારા મનમાં એક સરખી ચિંતા ચાલી રહી છે.

એટલા માટે મેં ખાસ આ પ્રશ્ન પૂછ્યો છે. જો તેનાથી તેમની સાથે લગ્ન નહિ થઈ શકે તો તો હું ઘણી બચી ગઈ. પુરુષો એકની હયાતીમાં અનેક સ્ત્રીઓ સાથે લગ્ન કરી શકે છે. અને ધારો કે તેણે તેમની સાથે લગ્ન કર્યાં તો મારાથી શું થઈ શકે! બીજાની પેઠે હું પણ હાથ ઘસતી જ બેસીશ. એક વખત એમને મેં કહ્યું, ત્યારે તે બોલ્યા કે, 'તને જ્યાં સુધી બધું મળી રહે છે ત્યાં સુધી તારે મારી વાતમાં પંચાત કરવાની કંઈ જ જરૂર નથી. મને ફાવશે તે પ્રમાણે હું કરીશ.' મારાથી આની સામે શું બોલાય ?

આવી પરિસ્થિતિ છે, માટે જવાબ જલદી અને જરૂર મોકલશો. હું તમારો ઉપકાર ભૂલીશ નહિ.

લિ......

## પત્ર ૫ મો.            બ્રાહ્મણ પતિ ને ખ્રિસ્તી પત્ની

હું મારી હકીકત નીચે આપું છું, તેમાંથી કાયદેસર માર્ગ નીકળતો હોય તો બતાવશો. તમારા અભિપ્રાયની ફી લખશો તે પ્રમાણે હું મોકલી આપીશ.

હું જાતનો ચિત્પાવન બ્રાહ્મણ છું અને એક ખાનગી નિશાળમાં માસ્તર છું. બી. ટી. ના શિક્ષણ માટે હું મુંબઈ ગયો હતો, તે વખતે ત્યાં મારા જ ગામની મિશન સ્કૂલમાંની એક એંગ્લો ઇન્ડિયન ખ્રિસ્તી શિક્ષિકા સાથે મારે ઓળખાણ થઈ. તે પણ કુંવારી હતી. મુંબઈમાં તે સ્વતંત્ર ઓરડી રાખી રહેતી હતી. મારી અને તેની મૈત્રી ગાઢી થઈ અને છેવટે અમે સ્પેશયલ મેરેજ એક્ટ નીચે લગ્ન નોંધાવ્યું. અમે મુંબઈ હતાં ત્યાં સુધી અમારા વૈવાહિક જીવનના દિવસો ઘણા જ સુખમાં ગયા. તે પરધર્મીય હતી છતાં પણ તેણે મારી કોઈ પણ લાગણી ન દુઃખાય એવી જ સુંદર વર્તણૂક રાખી હતી.

અમે પાસ થયાં અને અમારે વતન આવી નોકરી પર હાજર થયાં. મારા મિશ્રલગ્નથી આગળ જતાં મારે કંઈ દુઃખ ભોગવવું પડશે તેનો ખ્યાલ સરખોયે મને નહોતો. બાકી હું તેનું રૂપ અને હોશિયારી જોઈ તે વખતે એટલો બધો મુગ્ધ થઈ ગયો હતો કે, મને વિચાર કરવા જેટલી શુદ્ધિ જ રહી નહોતી. હું મારે વતન આવ્યો એટલે તરત જ અમારી સમાજનો સામાજિક બહિષ્કાર શું છે તેનો મને અનુભવ થયો. હું એકલો મારાં સગાંસંબંધીઓને ત્યાં જાઉં તે વિષે બંધી નહોતી; પણ મારી પત્નીને લઈને ગયો હોઉં

તો તેઓ તેને ક્યાંય અડકવાની કે હરવાફરવાની મના કરતાં. મારાં સુધારક સગાંના સૌજન્ય માટે મેં જે બડાશ મારી હતી તે ખોટી પડી. અને તેણે મારાં 'જંગલી' સગાંની ટીકા મારી આગળ પેટ ભરીને કરવા માંડી. મને ગામમાં રહેવા ઘર મળે નહિ અને કામ માટે નોકર પણ મળે નહિ, એટલે છેવટે મેં એંગ્લો ઈન્ડિયન વસ્તીમાં જ ઘર રાખ્યું.

હું સુધારકનો ડોળ કરી મારાં સાસરિયાંની સાથે અતડાપણું ન બતાવતાં છૂટથી વર્તતો હતો ખરો; પણ મારા અને તેમના આચારવિચારમાં એટલી બધી ભિન્નતા હતી કે, ક્ષણે ક્ષણે મને ચીડ ચડવા માંડી. હું માંસાહારી હતો; છતાં પણ મને આખા ઘરમાં મરઘીનાં બચ્ચાં ફર્યાં કરતાં હોય તે ગમતું નહોતું. હાડ-માંસના કટકા બિલાડી ચોરી લાવે અને ખૂણેખાંચરે બેસી તે કડડકડડ ચાવતી હોય તે મારાથી જોઈ શકાતું નહોતું. હું બ્રાહ્મ-ણના ઘરમાં ઉછરેલો હતો અને મારું બાળપણ ચાર દિવાલોની વચ્ચે જ વિતેલું હતું. આપણી રહેણી કરણી સાદી હોવા છતાં પણ રીતભાત સારી અને નિર્દોષ હોય છે. અમારું નવું રસોઈઘર તો જોવાતું પણ નહોતું, જ્યાં ત્યાં એઠવાડ ને કચરો પડ્યાં રહેતાં અને મારી ગૃહિણીની રીતભાત માટે પણ ધીમે ધીમે મને અણગમો થવા લાગ્યો. ઊઠતાંની સાથે દાતણ કર્યા વગર જ ચા પીવી, સાંજે અથવા તો રાત્રે જ નાહવું. આવી રીત મને ખરાબ લાગવા માંડી. ખ્રિસ્તી અને બ્રાહ્મણના ભિન્ન આચારવિચારો વિશેની અમારી ચર્ચા અને તુલનાને લીધે અમારી વચ્ચે કંકાસ શરૂ થયો. તે પણ મારા જેટલી જ પદવીધર હતી. તેનો પગાર મારા કરતાં બેવડો! તે કંઇ થોડી જ મારો શબ્દ સાંખી લે એમ હતું? અમે રોજ વઢવા લાગ્યાં. મેં મારું વર્તન એકદમ સુધારક પ્રમાણે રાખ્યું હતું; છતાં પણ જન્મજાત એંગ્લો ઈન્ડિયન જેવી રીતભાત મને થોડી જ આવડતી

હતી? અમારામાં માનસિક અણબનાવ લગ્ન પછી થોડા જ દિવસોમાં ઉત્પન્ન થયો.

પણ આ માનસિક અણબનાવ તો પ્રમાણમાં કંઈ જ નહોતો. ખરું જોતાં આવા વર્તનમાંનો અણબનાવ મને અસહ્ય લાગવા માંડયો. મારા સાસરિયાંના સગામાં પુરુષોને કોઈને એન્જિન ડ્રાયવર, કોઇને ટિકીટ કલેક્ટર, કોઈને બબરચી, તો કોઈને બટલર, એવી નોકરી હતી, અને સ્ત્રી સગાંઓ નર્સ અથવા તો એવી નાની મોટી નોકરી કરતાં હતાં. પુરુષ દારૂ પીને લથડતો ઘેર આવે, કોઈ સગાંસંબંધી ન જોતાં જે સ્ત્રી નજરે પડે તેના પર હાથ નાખે, બધાં મળી તેને ઓરડામાં પૂરી રાખે. આવા કોઈ ને કોઈ પ્રસંગ રોજ બનતા હોય. એટલે મેં તેમના ઘરથી દૂર મારું ઘર રાખ્યું. તો ત્યાં પણ તેનો મોટોભાઈ રોજ દારૂ પીને આવે છે અને મારા ઘરમાં તોફાન કરે છે, અને 'તને ઠાર મારીશ' એમ કહે છે.

તેનો મોટો બનેવી તો દારૂ પીને એટલો બેશુદ્ધ થઈ આવે છે કે, તે મારી પત્ની સાથે ચાળા કરી ખરાબ શબ્દો બોલે છે! હું તેને રોકું છું તો કહે છે, 'એ મારા હક્કની સ્ત્રી છે. મેં લગ્ન નથી કર્યાં તેથી શું થયું? મારો પહેલાંનો પતિ તરીકેનો સંબંધ છોડવા હું તૈયાર નથી.' મારા દેખતાં જ તે મારી સ્ત્રીને અડપલું કરવા જાય છે. હું મારી પત્ની પર ગુસ્સે થતો તો તે મને એમ કહેતી, 'તે શુદ્ધિમાં નથી; તેમનું બોલવું શા માટે ધ્યાનમાં લો છો?'

તે બેશુદ્ધિમાં બોલે છે માટે જ મને લાગે છે હા, એ ગફલતમાં ખરી વાત કહી જતો હશે. મેં મારી પત્નીને કહ્યું, 'તારાં પિયરિયાંને આવતાં બંધ કર,' ત્યારે તેનો જવાબ મળ્યો, 'તે બનવું અશકય છે. તમારાં સગાં તો મને પૂછતાં પણ નથી અને મારાં સગાંને હું બંધ કરું તો તેમને ગમે પણ કેમ?'

મારી સ્ત્રી વ્યભિચારી નથી એમ મને પોતાને લાગે છે. અને ધારો કે તે તેવી ખરાબ હોય તો પણ મારાથી તેનું દુર્વર્તન કોર્ટમાં

સાબિત કરી શકાશે નહિ. ઇન્ડિયન ડાયવ્હોર્સ એક્ટ પ્રમાણે સ્ત્રી વ્યભિચારિણી હોય તો જ તેના પતિથી છૂટાછેડા માગી શકાય છે. તો એ સિવાય બીજો કંઈ રસ્તો નીકળશે? ખરાબ વર્તન સાબિત કરવા માટે કઈ કઈ બાબતો પુરવાર કરવી પડે છે, તેનો ખુલાસો કરશો.

અમારી રીતભાતમાં અને સ્વભાવમાં એટલી બધી વિષમતા ઉત્પન્ન થઈ છે કે, અમે એકઠાં રહેવાનું પણ હવે તો છોડી દીધું છે. હું મારાં બ્રાહ્મણ સગાંને ત્યાં રહેવા આવ્યો છું અને એ એને પિયર રહેવા ગઈ છે. નિશાળમાં પણ એની બેઆબરૂ આપોઆપ જ થઈ છે; પણ તેનો દોષ તે મારા પર ઢોળે છે. અમારા મન એટલાં બધાં ખાટાં થઈ ગયાં છે કે, અમારા મનમાંની દાઝ હજી કંઈ જતી નથી. ગામમાં લોકો મને થૂ-થૂ કરે છે જ અને તેને પરપુરુષ સાથે હરતી ફરતી જોઈ મારું મગજ ફરી જાય છે. જો આવી જ સ્થિતિમાં વધુ વખત રહ્યો તો હું જરૂર ગાંડો થઈ જઈશ. તો ભૂતદયા સમજી તમે આમાંથી કંઈક માર્ગ કાઢી આપશો તો હું તમારો અત્યંત ઉપકાર માનીશ. જવાબની રાહ જોઉં છું. એજ.

લી. આપનો.........

## પત્ર ૬ ઠો.　　　　　　　　　વૃદ્ધ પતિની વામા

**મારે** એક બાબતમાં તમારી સલાહ પૂછવી છે. માનસિક દુઃખ મેં ઘણાં વર્ષ મૂંગે મોંએ સહન કર્યું છે. મારી ટીકા થાય અને તેમની આબરૂ જાય એ બીકે મેં મારી સરખેસરખી બહેનપણીમાં પણ કોઈ દિવસ એ બાબત એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી. સંસારની બાબતમાં થયેલું મારું અપમાન મેં ભારે હિંમતથી સહન કર્યું છે. પણ તેમના ઘડપણના ચાળા હવે મારાથી જોઈ શકાતા નથી, એટલે તદ્દન નિરાશ થઈને આ પત્ર લખું છું. મારે તેમની પાસેથી છૂટાછેડા જોઈતા નથી. મને બે છોકરાં છે. છોકરાંને પણ તેના પિતાનું વર્તન જોઈ જેટલો આઘાત લાગે તેટલો હવે લાગી ચૂક્યો છે. હું જો છૂટાછેડા લઉં તો પછી છોકરાંને કોઈનો જ આધાર રહે નહિ. મારાં છોકરાં મારી આજ્ઞામાં છે અને મને અંતઃકરણપૂર્વક માન આપે છે. આવી સ્થિતિમાં હું છૂટાછેડા લેનાર નથી. અને છૂટાછેડા લઈને પણ મારે શું કરવું? મને કંઈ હવે સંસારસુખનો મોહ રહ્યો નથી. અને ઈશ્વરે મૂકેલી મારા પરની માતૃપદની જવાબદારી મારાથી છોડાય તેમ નથી. એટલી હું સંસારથી કંટાળી ગઈ છું કે છોકરાં મોટાં થવાની જ રાહ જોઉં છું. તે મોટાં થયાં અને તેમને મારી જરૂર ન રહી એટલે હું મારું આયુષ્ય ક્યાંય પણ જુદે રસ્તે લઈશ. ક્યાં તો જીવ દઈશ, નહિ તો છોકરાંની આગળથી દૂર થઈ ક્યાંય જંગલમાં જઈ મારા મનોરથ હું પાર પાડીશ.

મારા પતિ અને મારી વચ્ચે ત્રીસ વર્ષનું અંતર છે. તેઓ મારા પિતા કરતા પણ દશ વર્ષે મોટા છે. પિસ્તાલીશ વર્ષની ઉંમરે

તેમણે મારી સાથે લગ્ન કર્યાં તે વખતે મારી ઉમર પંદર વર્ષની હતી. મારાં માતાપિતાએ ફક્ત પૈસા સામે જ જોયું હતું. શ્રીમંત ઘર જોઈ મને આપી મારા સુખનો તેમણે જરા સરખોયે વિચાર કર્યો નહિ.

હું શરીરે હૃષ્ટપુષ્ટ હતી; પણ મારું મન નાના બાળકના જેવું હતું. મારાથી ત્રીસ વર્ષે મોટા પતિ સાથે મેં કેમ સંસાર ભોગવ્યો હશે તેની કલ્પના જ કરવી રહી. હું તેમની ચોથીવારની સ્ત્રી અને એ સિવાય તેમનો બહારનો વહેવાર જે કંઈ હશે તે તો જુદો જ ! ત્યારે હવે મારા પ્રત્યે તેમનું વર્તન કેવું હશે, મારા તરફ તે કઈ દૃષ્ટિથી જોતા હશે તેનો જો ખ્યાલ કરશો તો મારા સંસાર દુઃખની તમને ખાત્રી થશે.

ઘડપણની ચાકરી કરાવવા અને મિલ્કતના વારસ મેળવવા માટે જ તેમણે મારી સાથે લગ્ન કર્યું છે, એમ તો તે પહેલેથીજ મને કહેતા આવ્યા છે. એટલે ફક્ત પોતાની સુખસગવડ માટે જ તેમણે એક અજ્ઞાન છોકરીનો સંસારઘાત કર્યો. હું બે છોકરાંની માતા થઈ, તેમની સ્ત્રી તરીકે રહી મેં દિવસ કાઢયા, પણ સંસારસુખનો મને જરાપણ અનુભવ થયો નથી. મારી સાથે તો તે તેમની છોકરી પ્રમાણે નહિ, પૌત્રી પ્રમાણે વર્તે છે અને ધાકમાં જ રાખે છે. એક તો વયનું જ આટલું મોટું અંતર કે મોકળા મને તેમની સાથે કંઈ પણ વાત કરવાની મને હિંમત જ થતી નથી. મારા કરતાં મોટી વયના માણસો—કોઈ મને 'દાદી', કોઈ 'કાકી', તો કોઈ 'મામી' તરીકે બોલાવતાં ત્યારે મારા કાળજામાં જાણે ચીરો પડતો. આવું કજોડું ભૂલવા માટે હું ઘણો પ્રયત્ન કરતી. પણ આજુબાજુનું વાતાવરણ મને એક સરખો ખ્યાલ આપ્યા જ કરતું. જૂના દરદાગીના મારા શરીરને સોયની પેઠે ભોંકાતા અને આજુબાજુનું વાતાવરણ હું પકવાનને બદલે એઠવાડ જ ચાટતી હોઉં તેનું મને ભાન કરાવતું હતું. હું ઘરડા વરની સ્ત્રી એટલે જાણે અડોશી-

પડોશીઓને પણ મારી સામે ખરાબ નજરે જોવાનો અને આડોશણપાડોશણને મારા વિષે બળતીજ વાતો ઉડાવવાને હક્ક જ હતો. આથી કંટાળી હું કોઈની નજરે પડતી નહિ.

દિવસે દિવસે તેમની શક્તિ ઓછી થતી ચાલી તેમ તેમ તે મને બહાર જવા આવવાની પણ બંધી કરવા લાગ્યા. મને બે છોકરાં થયાં. હું મને પોતાને ધન્ય સમજી. મેં મારાં બાળકો સામે જોઈને જ દિવસો કાઢવાનું નક્કી કર્યું. લગ્ન પછીના પાંચ સાત વર્ષમાં જ અમારો સંસાર પૂરો થયો. હું છોકરાં સંભાળનારી અને ઘરની દેખરેખ રાખનારી અને તે કમાઈ લાવનાર પુરુષ એટલો જ અમારો સંબંધ બાકી રહ્યો. તેમણે પોતેજ જ્યારે પોતાનામાં હવે કંઈ રહ્યું નથી એમ કહ્યું ત્યારે બહુ બહુ તો મારી ઉંમર બાવીસ ત્રેવીસ વર્ષની હશે.

મને ભારે આઘાત થયો! પિતા કરતાં પણ મોટી ઉંમરના પતિ સાથે સંસારી થઈ રહેવું તેમાં મને અધમપણું લાગતું. મને પારાવાર દુઃખ થતું. એક રીતે વિચાર કરતી તો એમ થતું કે સારું થયું, બિચારી બાળવિધવા હોય તો તે આમ નેકીથી રહેતી નથી હોતી? કંઈ નહિ તો મને ખાવાપીવાની આપદા નથી ને? એવી રીતે હું મારા મનનું સમાધાન કરી તેમને પિતાની જગ્યાએ ગણી આજ સુધી તેમની સેવાચાકરી કરી રહી છું.

પરંતુ મારા મનને તેમણે બીજો એક આઘાત લગાડયો. અને એવા અનેક આઘાતો તો એ રોજ લગાડે છે. તેને લીધે જ હું કંટાળી ગઈ છું. મારું સંસારસુખ બંધ થયું તો પણ તેમની સંસારની ભૂખ હજી વધતી જ જતી હતી. તેમના ચાળાચસકા વધતા જ જતા હતા. કામવાળી સાથે હસીને છેડછાડ કરવી, આડોસણપાડોસણની સાથે જાણી જોઈને ઓળખાણ કાઢી બોલવું, રસ્તે જતી સુંદર સ્ત્રીઓ સામે મીટ માંડી જોઈ રહેવું, એવા એવા તેમના અનેક ચાળાઓ હમેશ ચાલુ જ હોય! હમણાં તેમને પાંસઠમું વર્ષ

ચાલે છે. તો ઉંમરના પ્રમાણમાં કંઈક તો સભ્યતાભર્યું વર્તન તેમણે રાખવું ન જોઈએ? પણ હજી શરીરની ટાપટીપ ઓછી થતી નથી અને શક્તિની દવાઓ ખાવી પણ ચુકતા નથી. એ બધું જોઈને મને તો અંદરથી એટલો બધો કંટાળો આવ્યો છે કે, તે લખી પણ શકતી નથી.

મારા માતાપિતાએ દેખીતી આંખે એક ઘરડા ધણીને ગળે વળગાડી ત્યારથી જ તેમણે મારા સંસારની હોળી કરી! એ ઘરડા થયા અને એમણે સંબંધ છોડયો તે માટે હું તેમને જરા પણ દોષ દેતી નથી; પણ તેમના આ વધતા જતા ચાળા જોઈ મને અતિશય તિરસ્કાર ઉપજે છે. મનને એમ થાય છે કે, જ્યાં સદ્-ગુણની કિંમત નથી એવા આ જગતમાં આપણે સદ્‌ગુણી થઈને શું મેળવીશું? ભૂખમરો વેઠી જે સ્ત્રીથી પોતાના પતિને જ ઠેકાણે લાવી શકાયો નહિ તે જગતનો ઉદ્ધાર કરશે એ સંભવિત છે ખરું? હું એવી જ રહી તે મારી નિર્બળતા! પણ બીજી કોઈ સ્ત્રી આવી સ્થિતિમાં આવી પડે તો જરૂર હું તેને કહીશ કે, ખુશીથી છૂટાછેડા કરી લે અને તારા સમોવડિયા પુરુષ સાથે જરૂર સંસારસુખ ભોગવ.

તેમના આ ચાળા મારાથી કાયદા પ્રમાણે બંધ કરી શકાશે નહિ! હું કામવાળી બદલી બદલીને પણ થાકી; પણ તેમનું તો દરેકની સાથે એવું ને એવું જ! પાડોશણ તો ઘડપણના આવા ચાળા જોઈ હસે છે. મને તો મરવા જેવું લાગે છે! તેમને એમ લાગે છે કે, તેઓ પોતા પર ફીદા થઈ જઈ હસે છે. હવે આ અપલક્ષણ માટે શું કરવું? પત્રનો ઉત્તર આપશો.

એજ લી. સૌ......

## પત્ર ૭ મો. દત્તક પુત્ર કે દત્તક પતિ ?

મારે એક જુદી જ બાબતમાં કાયદાની સલાહ જોઈએ છે. મારે છૂટાછેડા જોઈતા નથી. મારું દુઃખ તદ્દન જુદા જ પ્રકારનું છે. સવિસ્તર હકીકત લખું છું એટલે પૂર્ણ ખુલાસો થશે.

મારાં સાસુએ મારા પતિને દત્તક લીધા છે. એટલે મારાં સાસુ એ દત્તક સાસુ છે. તેમની ઉંમર અને મારા પતિની ઉમરમાં એકાદ બે વર્ષનું જ અંતર હશે. મારાં દત્તક સાસુએ જ અમારો વિવાહ ગોઠવ્યો અને લગ્ન પણ કર્યાં. તેમણે જ મને પસંદ કરી. હું સ્વરૂપે સાધારણ અને મારા બાપે વાંકડો પણ વધારે આપ્યો નહોતો, છતાં પણ સાસુજીએ મને જ પસંદ કરી. મને તેમજ મારાં પિયરિયાંને લાગ્યું કે, છોકરી ઘણી ભાગ્યવાન તે આવું શ્રીમંત ઘર મળ્યું. પણ હવે બધી વાતનો ખુલાસો થયો !

લગ્ન પછી હું સાસરે આવી. મારાં સાસુનો સ્વભાવ મને બહુ જ સારો લાગ્યો. થોડા દિવસ થાય એટલે એ પોતે જ મને એમ કહેતાં કે 'થોડા દિવસ પિયર જઈ આવ' અને પોતાને ખર્ચે મુનીમની સાથે મને પિયર મોકલી આપતાં. કપડાંલત્તાં, ખાવા-પીવાનું, છૂટથી હરવાફરવાનું વગેરે બાબતમાં મને એ જરા પણ ઓછું આવવા દેતાં નહોતાં. હું નાની હતી એટલે પિયર જવાનું મને ખૂબ જ ખેંચાણ થતું. ઘરનો વૈભવ જોઈ હું છક્ક થઈ ગઈ હતી. એટલે ઘરમાં ઝીણવટથી જોવાનું મને ક્યાંથી સૂઝે ? એવામાં જ મને છોકરો થયો. તે વખતે હું લાગલાગટ ૭ મહિના સુધી પિયર રહી. સાસુજી ખરચના પૈસા મોકલતાં હતાં.

પછી હું છોકરાને લઈ સાસરે રહેવા આવી. છોકરાને સાસુજી-ની માયા લાગી. અને હું પણ હવે સમજણી થઈ અને જાણે પોતાને સાસરે જ રહું એમ લાગવા માંડયું. હવે હું અહીંયા જ રહેવા લાગી. ત્યારે પડદા પાછળ સંતાડેલી વાતો મારાથી કેટલા દિવસ છાની રહેવાની હતી?

તેમનાં અને સાસુજીનાં વિચિત્ર વર્તનો મારી નજરે પડવા માંડયાં. મેં પણ તેમના પર પહેરો રાખી ખરું પારખું જાણી લીધું. હું ઘણી ગુસ્સે થઈ, રડી, 'લોકોને કહીશ' એવો ધાક તેમને દેખાડયો. મારી આગળ તેમણે 'એ નાદ છોડીશ' એમ કહ્યું. પણ સાસુજીની ફક્ત એક નજરમાત્રથી તે ગભરાઈ જાય છે. છેવટ તેમણે મને કહ્યું કે, 'દત્તક લેતી વખત બાને રજિસ્ટર કાગળ પર લખી આપ્યું હતું કે, તેમની હયાતી સુધી મિલકતનો વહીવટ તેમના જ હાથમાં રહેશે. આપણે જો તેમનું કહ્યું સાંભળ્યું નહિ તો આપણને ઘરમાંથી કાઢી મૂકશે.'

મેં તેમને કહ્યું: 'આમ જ્યારે હતું તો પછી મારી સાથે લગ્ન શા માટે કર્યાં.'

તેમણે કહ્યું: 'વંશ વધારવા—પુત્રપ્રાપ્તિ માટે!'

થયું!! તેમની જ જરાય આગળ બોલવાની હિંમત નથી તો પછી મારાથી શું બોલાય? હું જો તેમને કંઈ કહું કે તરત જ તેમની આંખમાં પાણી આવી જાય. 'મેં તને દગો દીધો, પણ મારો જરા સરખો યે ઈલાજ નથી. મને કંઈ સમજાતું નથી કે, એકાદ વખત જેલમાં જવું પડે એવા ગુના મારે કરવા પડે છે!' એવું તે કહે છે. તેમનો મારાપર પ્રેમ હતો પણ વાઘણની આગળ ઘેટાને બાંધ્યું હોય તેવી તેમની સ્થિતિ થઈ છે. મારી સાસુને તો આ એક જ નાદ. અને તેમની તબિયત લથડતી જાય છે. અને બીજી પણ મને ચિંતા થાય છે. એક વખત એવો જ કંઈ બનાવ બન્યો

હતો. પોલીસે તેમને પકડ્યાં હતાં પણ પૈસા ભરીને જેમ તેમ છૂટકારો કર્યો. હું તેમની તબિયતની ફિકર કરું કે, તેઓ જેલમાં જાય તેની ચિંતા કરું? હું તો કેમકેમ કાળજી કરું? સાસુજીના કાન પર પડે એવી રીતે હું એક દહાડો કોઈકની સાથે બોલતી હતી. સાસુજીએ તો કંઈ પણ ઢાંકપીછોડો ન કરતાં મને ચોખ્ખેચોખ્ખું સંભળાવી દીધું:

'છોકરાં માટે તને લગ્ન કરી લાવી છું. છોકરો થયો અને અમારું કામ પૂરું થયું. તું તારે એકલી પિયર જવું હોય તો ખુશીથી જા અને છોકરા પાસે જો રહેવું હોય તો મૂંગામૂંગા રહેવું પડશે. નહિ તો હું તને, તારા ધણીને અને તારા છોકરાને ઘરમાંથી કાઢી મૂકીશ. ગામના ચોરને મિલ્કત આપી દઈશ, નહિ તો બીજો દત્તક લઈશ.'

તેમની સામે મારાથી શું બોલી શકાય? અને હું કોને આશરે બોલવાની હતી? હું ચુપ જ બેસી રહી. રોજ ને રોજ મારા સંસારની ચાલતી હોળી હું પોતાની આંખે જોઈ રહી છું. મારું અંતર ભરાઈ ગયું છે. હવે મને ચિંતા થાય છે તે મારા બાળકની જ! તેમની ચિંતા હું કરું તોયે તેનો શું ઉપયોગ? અને પહેલાંનો વખત હવે બદલાઈ ગયો છે. કપડાંલત્તાં, દરદાગીના એ બધું હવે ગયું. હવે તો હાથમાં કાચની બંગડી અને ગળામાં મંગળસૂત્ર અને પહેરવા માટે સુતરાઉ લૂગડાં અને ચોળી એટલો જ શણગાર રહ્યો. આ સ્થિતિ મારા મનને ઘણી સાલે છે. મારું શરીર સુકાઈ ગયું અને તેજ ઓસરી ગયું, માટે કદાચ હું તેમને ગમતી નહિ હોઉં? હવે તે મારી સામે પણ કદી જોતા નથી.

મને આ બધી વાતની ચિંતા થાય છે. મારાં સાસુ અમને ઘરમાંથી કાઢી મૂકી શકે ખરાં કે? તેમનાથી બીજો દત્તક લઈ શકાય કે? મને ફરી પાછું સંસારસુખ મળી શકે એવો કંઈ ઉપાય મારાથી કાયદા પ્રમાણે નહિ કરી શકાય? આ બધાંનો વિચાર કરી મને યોગ્ય સલાહ આપશો, એવી મારી વિનંતિ છે. પત્રનો જવાબ મારા પિતાના સરનામે મોકલશો તો તે મને પહોંચશે. સરનામું નીચે આપ્યું છે એજ વિનંતી,

લી. સૌ......

## પત્ર ૮ મો.  જીવનમૃત્યુનાં જોતરાં.

**મારા** છુટકારાનો કંઈ પણ રસ્તો નહિ નીકળે તો હું ગાંડી થઈ જઈશ. ગાંડપણ સુધીની મજલે પહોંચ્યાં પહેલાં જ મારા જીવનનો અંત આણવાનું મેં નક્કી કર્યું છે.

મારાં લગ્ન નાનપણમાં થયાં હતાં. ખરું પૂછો તો મારી માતાને મારા લગ્નની આટલી બધી ઉતાવળ કરવાની જરૂર નહોતી; પણ મારા મામાની છોકરીએ પરજ્ઞાતિમાં લગ્ન કરી નાખ્યાં; તેથી જાણે તેનું વેર જ લેવાનું હોય તેમ વડીલ માણસોએ મારાં લગ્ન નાનપણમાં જ કરી નાખ્યાં. તે વખતે અમારા ઘરમાં એટલી બધી હો–હા થઈ ગઈ હતી, કે આઠ વર્ષની છોકરી થાય એટલે તેને પરણાવીએ નહિ તો પછી કોઈકનો હાથ પકડી તે નાસી જશે, એવી બીક વડીલ માણસોને લાગવા માંડી. તેમાં વળી હું મોટી પંદર વર્ષની થઈ હતી. દેખાવમાં પણ સુંદર અને શરીરે પણ હૃષ્ટપુષ્ટ હતી. મારી બાને મારી ચિંતા થવા લાગી. તેમણે એક સારું ઘર શોધી મારાં લગ્ન કરી નાખ્યાં. પણ તેમાં મારી બા પૂરેપૂરી છેતરાઈ. દાગીના હતા એટલા વેચીને મારો વાંકડો ભર્યો, મોટું જાગીરદારનું ઘર શોધ્યું, પણ મોટા ઘરનો ઉપરનો ઠાઠમાઠ અને અંદરનું પોકળ તે પ્રમાણે દેવું પણ ઘણું હતું. વારુ, ભણીગણીને આગળ આવશે તો તે પણ નહિ. લગ્ન થતાં જ તેમણે ભણવાનું છોડી દીધું અને ઘરમાં રહી આખો દિવસ પત્તાં રમવા માંડયાં. એટલામાં સસરાજી મરી ગયા. એટલે પછી એમના પર કોઈનો જ દાબ રહ્યો નહિ. રહી સહી મિલ્કત પાંચ છ મહિનામાં તેમણે ઉડાવી દીધી. ઘરબાર

લેણદારોના હાથમાં ગયાં અને પહેરેલાં વસ્ત્રે અમો ઘરબહાર નીકળ્યાં.

હવે આગળ અમારું શું થશે તેની ફિકર મને થવા લાગી, પણ તેમને તો જરા પણ લાગતું નહોતું. પછી મેં ભણવાનો નિશ્ચય કર્યો અને જેમ તેમ કરીને મેટ્રિક પાસ થઈ. પછી એક નિશાળમાં શિક્ષિકાની નોકરી લીધી અને આગળ જતાં મેં એસ. ટી. સી. ની પરીક્ષા આપી. હવે મને પગાર પણ સારો મળે છે.

શરૂઆતમાં મને પૈસાની અડચણ હતી, પણ હવે પૈસાની કંઈ આપદા રહી નથી. પણ આપદા હવે બીજી જ રહી છે તે તમને કહું છું.

તેમનું શિક્ષણ તો કંઈજ નહિ, તેમાં વળી નાનપણથી સંગત ખરાબ. એથી સ્વભાવ અને વર્તન જોયું હોય તો મવાલીને પણ લજવે એવું. આઠે પહોર ઘરમાં જ સ્વસ્થ પડી રહેવું, નહિ તો સાયકલ લઈને ભટકયા જ કરવું. ફલાણી સ્ત્રી ખરાબ છે, ફલાણી છાકટી છે, ફલાણી છિનાળ છે, એવી ને એવી આઠે પહોર કોઈની કુથલી ને કોઈની નિંદા-ચેષ્ટા કરવાનો જ તેમનો ધંધો! ગમે તેવી પણ હું અમારા ગામની નિશાળની હેડમિસ્ટ્રેસ એટલે મારે ત્યાં નાની મોટી સ્ત્રીઓ, છોકરીઓ કોઈ કામ માટે તો કોઈ મળવા માટે આવે. મારા હાથ નીચેની શિક્ષિકાઓ-છોકરીઓ પણ ત્યાં આવે, રસ્તામાં પણ મારી વિનયથી પૂછપરછ કરે. પણ તેમની વર્તણૂક જોઈ હોય તો મારે લજ્જાથી નીચું જોવું પડે છે. કોઈ સ્ત્રી ઘરમાં આવી હોય તો જાણી જોઈને ત્યાંથી હજાર વખત આંટા મારી જાય; નહિ તો બારણાં પાછળથી ડોકાયા કરે. એટલાથી પતે નહિ તો પછી કંઈ ક્ષુલ્લક કામ કાઢી મને દશ બાર વખત ત્યાંથી ઉઠાડે. તેને બીજાના તરફ જોવાની એવી તો વિચિત્ર ટેવ છે કે હવે તો તે સ્ત્રીઓએ મારે ઘેર આવવાનું જ બંધ કરી દીધું છે.

અહોરાત્ર બીડીઓ ફૂંકવી, ગમે ત્યાં હોટલમાં બેસી આવતી જતી સ્ત્રીઓની મશ્કરી કરવી, નિશાળની સામે

કોઈકની દુકાને બેસી મારી આવજા પર ચોકી કરવી, એવી એક નહિ પણ હજાર રીતે મેં તેમનું વર્તન ક્રમે કરી સહન કર્યું હશે તે હું જ જાણું! હવે તો તેમણે દારૂ પણ પીવા માંડયો છે. નશો કરી ઘેર આવવું, ફાવે તેમ લવારા કરવા, સભ્ય સ્ત્રીથી સહન ન થઈ શકે એવી રીતનું મારી સાથે બીભત્સ વર્તન ચલાવવું—એ જ સંસારસુખ મારા ભાગે આવ્યું છે.

મારી સાથેની શિક્ષિકાઓ તેમના પતિ સાથે કેવી આનંદ કરે છે! તેમના પતિ તેમને કેટલું માન આપે છે! અને બીજાની સાથે પણ કેવા વિનયથી વર્તે છે! અને કેટલીય સારા સારા વિષયો પર ચર્ચાઓ કરે છે. મારા જ નસીબમાં શરમાવે એવું માણસ મળ્યું કે ચાર પાંચ માણસોમાં મારાથી તેમને પતિ તરીકે ઓળખાવતાં પણ મને શરમ આવે છે. કોઈ મને તેમને સાથે લાવવા આમંત્રણ આપે તો સાથે જવાનું પણ મને ગમતું નથી. મેં તો તેમ કરવાનું બંધ જ કર્યું છે. તેમના ને મારા આચારવિચારમાં એટલો બધો ફરક છે કે તેમાં સહૃદયતા કંઈ પણ ઉત્પન્ન થતી નથી.

આપણા પતિ કોઈ નામાંકિત પુરુષ હોય એવી દરેક સ્ત્રીને સાહજિક જ ઇચ્છા થાય. મારે નસીબે તો તે નથી જ, પણ એ ફક્ત સભ્યતાથી વર્તે તો પણ મેં તેમની સાથે સુખથી સંસાર ભોગવ્યો હોત. પણ અહીં જુઓ તો બધું જ ઊંધું—ઊલટું. તેમની સાથે મેળ મેળવવા મેં ઘણા ઘણા પ્રયત્નો કર્યા, તેમને સુધારવા પણ ઘણું કર્યું, પરંતુ રતી માત્રનો તેમાં ફેરફાર થયો નહિ. આજ સુધી મેં તેમની સાથે કોઈ પણ જાતની તકરાર કરી નથી. મારાથી બની શકે તેટલી નેકીથી તેમની સાથે સંસાર કર્યો, તે સર્વ મારા મનની વિરુદ્ધ કરતી આવી છું. મેં મારી હોંશ—પસંદગી દાબી રાખી હતી, તેથી કે કોણ જાણે કેમ પણ મારા મનનો તિરસ્કાર ધીમે ધીમે વધતો જ જાય છે. અને આજ એવી સ્થિતિ થઈ ગઈ છે કે, તેમના વર્તનના ગુસ્સાથી જ મારું મગજ ફરી જવાનો વખત આવ્યો છે.

મારી નોકરી મારાથી સુખે થઈ શકે એ જ કારણે મેં છોકરાં પણ થવા દીધાં નહિ. છોકરામાં માબાપનો ગુણ આવે છે. કોણ જાણે કદાચ તેમના જ ગુણો છોકરાંમાં ઊતર્યા તો? આવા વર્તન માટે પત્ની તરીકે જેટલું દુઃખ મને થયું નહિ હોય તેના કરતાં અધિક દુઃખ માતા તરીકે મારાં છોકરાંના વર્તન માટે મને થયું હોત. અને એટલા માટે જ હું એ બાબતથી અલિપ્ત રહી છું. માટે પૂછવાનું એ છે કે, હું આજે કમાતી સ્ત્રી છું. હું જો તેમને ઘરમાં રહેવાની મના કરું તો તે મને કંઈ કરી શકે ખરા કે? હું તેમને દશ પંદર રૂપિયા દર મહિને આપવા તૈયાર છું, પણ તે તેમણે માન્યું નહિ. તો મારે તેમને કેટલા રૂપિયા આપવા પડે? સમજો કે, જો મેં તેમને ઘરમાંથી કાઢી મૂક્યા અને તેમણે રસ્તામાં મારી લાજ લેવા માંડી હોય તો મારાથી કાયદેસર કંઈ ઇલાજ તેમના પર થઈ શકે કે નહિ? તે મને ધમકી આપે છે કે 'હું રસ્તામાં તારો હાથ પકડી બીજા પુરુષ પાસે તારી આબરૂ લેવડાવીશ. હું ઘરનો માલિક છું. હું જ તને ઘરમાંથી કાઢી મૂકીશ' એમ તે કહે છે. તો કાયદા પ્રમાણે કોનું ચાલે તેનો ખુલાસો કરશો.

અમારા તરફ છૂટાછેડાનો રિવાજ નથી, એટલે અમારું પતિ–પત્નીનું સગપણ તો મરણપર્યંત કાયમ જ રહેવાનું. એ જ જો ગામમાં મારી વિરુદ્ધ બોલવા લાગ્યા, તો પછી મને બીજાની સહાનુભૂતિ ક્યાંથી મળે? વારુ, તેમને નિભાવી લેવાનું આજ સુધી મારાથી બની શક્યું, પણ હવે પછી અમારો બનાવ અને એકઠાં રહેવાનું અશક્ય છે. માટે મારા પૂછેલા પ્રશ્નોનો ખુલાસો કરશો. તેમ જ આમાંથી કંઇક માર્ગ શોધી કાઢશો તો જ મારી આબરૂનો અને મારા શરીરનો બચાવ થશે. માટે હું આપની દયા યાચું છું. કાયદાથી જ કંઈ સંરક્ષણ હશે તો જ મારાથી સુરક્ષિત રીતે રહી શકાશે, નહિ તો મારે મારા જીવનનો અંત આણવો પડશે. એ જાણી, બની શકે તેટલી ઉતાવળે મને તમારી સલાહ મોકલશો. હું તમારા ઉપકારની જન્મભર ઋણી રહીશ. આથી વધુ શું લખું?

લી...........

## પત્ર ૯ મો. વપુ ને વિદ્યાનો વિપર્યય

**મારી** હકીકત તમને લખી મોકલું છું, તો તેનો વિચાર કરી તેમાંથી કંઈ ઉપાય નીકળતો હોય તો બતાવશો. તમારો આભાર થશે. હકીકત એમ છે કે:—

મારી ઉંમર હમણાં પચ્ચીસ વર્ષની છે અને મારી પત્નીની ઉંમર ચાળીસ વર્ષની છે. અમારાં લગ્ન પહેલાં થયાં હતાં. મેં કોઈ પણ પરીક્ષા આપી નથી. હું પરચૂરણ ફેરીનો ધંધો કરી ઉદરનિર્વાહ ચલાવતો હતો. એજ ધંધાને લીધે મારી અને મારી પત્નીની વચ્ચે ઓળખાણ થઈ. મારી પત્ની અંડર ગ્રેજ્યુએટ છે અને એક નિશાળમાં હેડમિસ્ટ્રેસ છે. તેના ઘરની ઉપયોગી જરૂરીઆતોની આપ લે કરવાના નિમિત્તે અમારી ઓળખાણ વધવા માંડી અને અમો લગ્નગાંઠથી જોડાયાં.

મારી પત્ની અત્યારે મારું પોષણ કરે છે. મારાં કપડાંલત્તાં વગેરે પણ તે જ પૂરાં પાડે છે. એમ જુઓ તો મને ખાવાપીવાની ચિંતા નથી. મારા ઉદરનિર્વાહની ચિંતા ટાળવા માટે તો મારા જેવા બેકારે પોતાના કરતાં મોટી વયની અને ભણેલી સ્ત્રી સ્વીકારી, પણ મને હવે સમજાયું કે મેં મોટી ભૂલ કરી હતી. મારી સાથે હું એક નાનું બાળક હોઉં તેમ તે વર્તે છે. વધારે શું કહું, પણ તે મને ધાકમાં પણ રાખે છે. સાહજિક જ છે. મારા જેવડો તો તેને છોકરો પણ હોત!

તે પોતે મારી કાળજી રાખે અને મારી દયા ખાય એ

મને અસહ્ય લાગે છે. કોઈ પણ વાત આપણે મોટા ઉત્સાહથી કરી હોય તો પત્ની તરીકે આનંદથી તેમાં ભાગ લેવાને બદલે તે એક ઘરડી દાદીમાની પેઠે નિરાશાજનક અને ડાહીડમરી વાત કરવા લાગે તો તે આપણને કેવું લાગે? અને તેમાં વળી તે મારા કરતાં ઉંમરે એટલી મોટી કે મારી મા તરીકે જ શોભે. મારી સાથે પણ એ જ પ્રમાણે વર્તે છે. ઉંમરે તો તે મોટી છે જ, પણ શરીરે પણ તે ઘરડી થતી જાય છે. વાળને કલપ લગાડે છે. બહારના લોકોને તે એટલી બધી ઘરડી દેખાતી નથી, પણ મને પાસેથી જોનારને તો તેના સફેદ વાળ અને હાથ, પગ, ને મોંની કરચલી જોતાં તેનાં ઘડપણનું ચોવીસે કલાક ભાન થાય છે.

તમે પૂછશો કે ઉદરનિર્વાહ માટે તમે તો લગ્ન કર્યાં, પણ તેણે આટલો નાનો પતિ કેમ પસંદ કર્યો? મને પણ આ જ વિચાર આવ્યો હતો. પરંતુ પૂછવાથી સમજાયું કે, યોગ્ય વર ન મળવાથી પાંત્રીસ વર્ષ ગાળ્યા પછી લગ્નમાં નિરાશા થતાં કંઈ પણ માર્ગ કાઢવો એટલા માટે મારી સાથે તેણે લગ્ન કર્યાં.

અમારા સંસાર સુખ વિષે તો શું લખું? તમે જ કલ્પના કરજો. મને તો હવે તેનો બહુ જ કંટાળો આવ્યો છે. હું તો તદ્દન બેહોશ થઈ ગયો છું. મારી ફજેતી થવા લાગી છે. એ વિષે હું વધારે તો શું લખી શકું? મારી સ્થિતિ કેવી થઈ હશે તેની કલ્પના તમને એલિઝાબેથ ગાર્નર—એ લેખિકાની 'ડયૂએટ ઈન ડીસ્કોર્ડ' એ નવલકથા વાંચીને આવશે. તમે કદાચ પૂછશો કે એ ચોપડી મને કોણે આપી? તો મારા એક ગ્રેજ્યુએટ મિત્રે લગ્નની ભેટ તરીકે અમને બંનેને પોસ્ટથી તે મોકલાવી હતી. તે ચોપડીમાંના નાયકની જે રોજ ફજેતી થતી હતી તેવી જ મારી થાય છે. મને હવે ઘણો પશ્ચાત્તાપ થાય છે. તે ચોપડીની નાયિકા પ્રમાણે તેની પણ વૃત્તિ તેટલી જ બેદરકાર છે. તમને એ ચોપડી મળે તો તો ઠીક. અમારા

સંસારસુખનું શબ્દચિત્ર તમને તેમાંથી જડશે. તમે સુજ્ઞ છો. વધારે શું લખવાનું હોય ?

આવાં કજોડાંને કારણે મારા આયુષ્યની ધૂળધાણી થઈ હોય એમ લાગે છે. બારણે બાંધેલા કૂતરા પ્રમાણે ખાઈ પીને સ્વસ્થ પડી રહેવું, શેઠાણીનું મનોરંજન અથવા તાબેદારી કરવી. બીજો કોઈપણ વ્યવસાય ન હોવાથી આ ને આ જ વાતનો વિચાર હું મનમાં કર્યા કરું છું. કેટલીય વેળા મને એમ થાય છે કે હું ક્યાંક દૂર નાસી જાઉં. મને અકાળે વૃદ્ધત્વ આવ્યું છે. છેલ્લાં બે ત્રણ વર્ષમાં મારા વાળ પણ પાકવા આવ્યા છે. બધી જ રીતે હું ઘરડો થતો ચાલ્યો છું અને તે પણ ભર જુવાનીમાં પચ્ચીસ વર્ષની અંદર જ. આવી મારી પરિસ્થિતિ છે. તો કંઈ ઉપાય નીકળતો હોય તો જણાવજો.

એજ લી. × × ×

## પત્ર ૧૦ મો. હું શોક્ય કેમ બની ?

વગર ઓળખાણે તમને પત્ર લખી તસ્દી આપું છું, તે માટે ક્ષમા કરશો. હું તમને એમ પૂછું છું કે, ધારો કે એક પુરુષની પહેલી સ્ત્રી જીવતી હોય તો તેની સાથે રજિસ્ટર લગ્ન મારાથી કરી શકાય કે નહિ ? તેમનું એમ કહેવું છે કે, આપણે જૂની રીતથી જ લગ્ન કરીએ. પણ મને એમ લાગે છે કે, રજિસ્ટર લગ્ન કરવાં. અમારાં લગ્ન પ્રત્યે આડોશીપાડોશી, ગામલોક, તથા સગાંવહાલાં બધાંનો વિરોધ થશે જ. અને બીજું એ કે, હું જે પરિસ્થિતિમાં લગ્ન કરું છું તેમાં તો રજિસ્ટર થાય એ જ સારું. કંઈ નહિ તો મને અને મારાં બાળકોને અન્નવસ્ત્ર તો મળશે. અને ધારો કે, અમને આગળ બન્યું નહિ, તો છૂટાછેડા પણ કરી શકાય. અમારાં લગ્નથી ઘણી હો–હા થશે. તેમાં વળી મારી શોક્ય છે તે ભણેલી છે. કોંગ્રેસ ચળવળમાં તે બહુ આગળ પડતો ભાગ લે છે. તેનું માન કોંગ્રેસ આગેવાન અને અમલદારોમાં બહુ પડે છે. મારા લગ્નમાં તે હજારો વિઘ્ન પણ લાવશે, એટલું જ નહિ, પણ મને સુખે સંસાર પણ ભોગવવા દેશે નહિ. અને અહીં એમનાથી તો તેમની આગળ એક શબ્દ પણ બોલવાની હિંમત નથી.

તમે આવાં લગ્નોની વિરુદ્ધ છો એમ હું સાંભળું છું અને તેથી કદાચ તમે મને સલાહ પણ આપશો નહિ, એમ પણ મને એક બે જણીએ કહ્યું છે. પરંતુ હું જે આ લગ્ન કરવાની છું તેમાં મારો તો દોષ છે જ, પણ તે મારી એકલીનો જ નથી. તેમનો અને તેમની પહેલી પત્નીનો પતિપત્નીનો સંબંધ નામનો જ છે. તેમની

પત્ની આઠે પહોર સાર્વજનિક કામમાં જ ગુંથાયેલી હોય છે. અહીં ગામમાં હોય તો પણ ક્ષણમાત્ર તે ઘરમાં ટકતી નથી. રોજની સભા અને રોજનું પ્રચારકાર્ય!

ધાવતાં બાળકો સુદ્ધાંને નોકરચાકરને ભરોસે મૂકીને નિરાંતે તે બહાર ચાલ્યાં જાય છે. પેટના જ બાળકની આ દશા હોય તો પછી ધણીની દરકાર કોણ કરે? હું છેલ્લાં આઠ વર્ષથી તેનું ઘર ચલાવું છું. બાળકોને તેણે જન્મ આપ્યો એટલુંજ ફક્ત; પછી દશ દિવસથી જ તેમની સંભાળ લઈ મેં એમને ઉછેર્યાં છે. તે બે ત્રણ વખત તો જેલમાં પણ જઈ આવી. એક સુવાવડ તો એની જેલમાં જ થઈ હતી. સુવાવડનો સમય નજીક આવ્યો, છતાં પણ તેણે સત્યાગ્રહ કર્યો અને જેલમાં ગઈ. આ ઉપરથી તમે કલ્પના કરી શકશો કે તે પોતાના પતિની કેટલી સંભાળ રાખતી હશે? હું જો નહિ હોત તો એનું ઘર વેરાન ખેરાન થઈ ગયું હોત. છોકરાંના પણ હાલહવાલ થઈ ગયા હોત; અને એમના પણ.

એમની નોકરી એવી છે કે, આખો દિવસ બહાર! હું એ સ્ત્રીની દૂરની સગી છું. હું વિધવા થઈ ત્યારે તેણે જ મને ભણવા માટે તેમને ત્યાં રાખી. તમે કહેશો કે તું તેનો પાડ કેમ ભૂલી શકશે? પણ એ સ્ત્રીએ હાથે કરીને જ મને એ ફંદમાં નાખી એમ જ કહોને? પુરુષનો જરા પણ દોષ નથી. પુરુષ લગ્ન કરે છે તે સંસાર સુખને માટેજને? કે પ્રતિષ્ઠા ને કીર્તિ માટે? એટલી બધી બેદરકાર રીતે તે એમની સાથે વર્તે છે કે તે બધું એજ સહન કરે.

પોતાને એકલીને જ મુસાફરી, ગાડીઘોડા વગેરેનું થઈને પચાસ પોણોસો રૂપિયા સુધી એક મહિનાનો ખાનગી ખર્ચ આવે છે. અને એમને તો ફક્ત અઢીસો રૂપીઆ જ પગાર મળે છે. બાકીના પગારમાંથી બધો વહેવાર સંભાળવાનો. પણ કદીયે ખર્ચ માટે તે બોલતા નથી. હું રહેવા આવી તે પહેલાંથી જ પતિપત્ની મળતાં

નહોતાં. આ સ્ત્રી તો આખો દિવસ ઘરબહાર સાર્વજનિક કામને બહાને, આજે આને ત્યાં તો કાલે પેલાને ત્યાં એમ પરપુરુષમાં આઠે પહોર ભટકે છે. તેના વર્તન માટે તો આખું ગામ કહેશે! હું જો કહીશ તો તમે કહેશો કે, શૉક્ય છે એટલે દ્વેષને લીધે એમ કહે છે. હાથે કરી પોતાના પતિને પડતો મૂકી જે સ્ત્રી પરપુરુષોમાં સ્વચ્છંદથી વર્તતી હોય તેવી સ્ત્રીના પતિને શુદ્ધ રહેવું એમ કયે મોંએ તે કહી શકશે?

હું તેમની સાથે છેલ્લાં સાત વર્ષથી સંસારસુખ ભોગવું છું અને તે એ સ્ત્રીના ધ્યાનમાં પણ આવ્યું છે. તે મારી અને તેમની ગામમાં ખૂબ ચાડી-નિંદા કરે છે. હું તો 'રાખેલી' છું એમ તે જેને તેને મોઢે કહે છે. મારું હિતઅહિત મારે જોવું ન જોઈએ? કાલે ઊઠીને એ સ્ત્રીએ મને ઘરમાંથી કાઢી મૂકી તો તે મને સહાય કરશે એવી મને આશા પણ નથી. તેનાં બાળકો મેં ઉછેરીને મોટાં કર્યાં છતાં તે છોકરાં પણ માની ઉશ્કેરણીથી મારું અપમાન કરતાં અચકાતાં નથી. ગમે તેવી હોઈશ પણ હું સ્ત્રી જ ને? મને પણ એ સ્વાભાવિક છે. મને દિવસ ચડયા છે, એટલે જ તે લગ્ન કરવા તૈયાર થયા છે. આવી સ્થિતિમાં મારાં લગ્ન પાકે પાયે થવાં જોઈએ. કોઈથી પણ વાંધો ન લઈ શકાય અને મને તથા મારાં બાળકને અન્નવસ્ત્ર અને વારસો મળવો જોઈએ. એક વખતે મને વીત્યું છે. મારા પહેલાં લગ્નનો તેમનો વિમો હતો, ઘરબાર હતાં, છતાં પણ હું વિધવા થઈ ત્યારે તેમના ભાઈએ બધું લઈ લીધું હતું. વકીલને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે 'સંયુકત કુટુંબ હતું એટલે ભાઈ જ મિલ્કતનો વારસ થાય.' તેની પુનરાવૃત્તિ ફરી થાય નહિ માટે પૂછું છું. તો કૃપા કરી યોગ્ય સલાહ આપશો. આપનો આભાર કેટલો અને કઈ રીતે માનવો?

લી.

× × ×

## પત્ર ૧૧ મો. પરિસ્થિતિનાં પાપ

એક બાબતમાં મારે તમને સલાહ પૂછવી છે. હું મોટા સંકટમાં આવી પડયો છું. હકીકત કહીશ તો તમને વિચિત્ર લાગશે, પણ વાત એટલી બધી વધી ગઈ છે, કે તમે જો કંઈ માર્ગ કાઢશો નહિ તો પછી અમારે બન્નેને અફીણ ખાઈને દુનિયા છોડવી પડશે. તમને અમારી સ્થિતિની કલ્પના થઈ શકે એટલા માટે કોઈ પણ જાતનો આડ પડદો ન રાખતાં સ્પષ્ટ લખું છું.

મારો એક બાળપણનો સ્નેહી છે. તેને નાનપણથી ક્ષયની અસર હતી. લગ્ન કરવાથી તબિયત સુધરશે એવી ગાંડી આશાથી તેના વડીલોએ તેનાં લગ્ન કર્યાં. વહુ પણ તેને સારી મળી. પણ લગ્ન પછી તો મારા મિત્રને ઝીણો તાવ ને ઉધરસ લાગુ પડયાં. ડોકટરે ક્ષયની શરૂઆત જાહેર કરી અને તેને કડક પરેજી પાળવા સુચવ્યું. તેની માતાએ પરેજીની બાબતમાં ખૂબ કાળજી રાખવા માંડી અને મોટા દમામથી પતિપત્નીમાં કાયમનો વિક્ષેપ કરાવ્યો.

હું મારા મિત્રને ત્યાં રાતદહાડો આવજા કરતો હતો. મારી અને મારાં મિત્રપત્નીની સાદી ઓળખાણ થઈ હતી. પ્રસંગ આવ્યે કામનિમિત્તે અમે એકમેકની સાથે બોલતાં પણ હતાં. તેના નીરોગી ચહેરા સામે અને તેના પતિના અશક્ત દેહ સામે જોઈને મને અત્યંત દુઃખ થતું હતું. એક સારી છોકરીની જિંદગી વડીલોએ વેડફી નાખી હતી. ક્ષયની અસર કદાચ દૂર થશે એમ ધારી એક કોમળ બાળકીનું બલિદાન લેવું એ કેટલી બધી ભયંકર કલ્પના ? મને તેના

માબાપ ઉપર ઘણો ગુસ્સો ચડ્યો. અને પાછળથી એમ પણ સમજાયું કે લોકોએ પણ છોકરીનાં માબાપને ઘણું કહ્યું હતું, કે ક્ષયવાળા છોકરાને કન્યા આપશો નહિ. પણ તેમણે કહ્યું કે, 'એનું શું કહેવાય? સારું પણ થાય. અને છોકરાના બાપ પાસે પૈસા પુષ્કળ છે, એટલે કંઈ ચિંતા કરવાની જરૂર નથી.' હાથે કરીને મારા મિત્રની પત્નીને તેના સસરા અને પિયરના બેદરકાર વડીલોએ જીવતાં જ વૈધવ્યની ખીણમાં નાખી દીધી હતી. તે બિચારી તેના સંસારનું દુઃખ સહન કરતી જ હતી. અને દૈવે જાણે તેને દુઃખ દેવામાં કમી કર્યું હોય એટલે દુઃખથી વ્યાકુળ બનેલો તેનો પતિ તેને કંઈ નહિ તો દિવસમાં દશ બાર–વખત રડાવતો હશે. મને તેની દયા આવતી.

અને મારી સ્થિતિ પણ એવી જ હતી કે તેના દુઃખ માટે મને તરત જ કલ્પના આવે અને સહાનુભૂતિ ઉત્પન્ન થાય. હું પહેલેથી જ ઘણો ગરીબ હતો. પૈસાના લોભમાં શ્રીમંત સસરાની રોગિષ્ટ છોકરી મેં સ્વીકારી. મને પણ મારાં માબાપે એમ જ સમજાવ્યું હતું, 'લગ્ન થયા પછી છોકરીની પ્રકૃતિ સુધરી જશે.'

શ્રીમંત ઘરની રોગી છોકરી સારી કરવાના અખતરા તરીકે મારા સંસારસુખ પર આગ મૂકવાનો પ્રયોગ અમારે ત્યાં નક્કી થયો. પિતાએ કહ્યું, 'તું ભણી ગણીને સારી મોટી નોકરી મેળવ અને તે દરમ્યાન જો તે સારી નહિ થાય તો પછી કોઈ સારી છોકરી શોધી તેની સાથે તને પરણાવીશું.' વડીલોની વ્યવહારિક દૃષ્ટિએ જોતાં અમારાં લગ્ન બજારી સામાન પ્રમાણે હતાં. ફક્ત મને તે કદી જ ગમ્યું નહિ. આગળ મારાથી પાપ થઈ ગયું, પરંતુ હજી પણ હું મારી પત્નીને છેતરું છું એમ મને મનમાં થયાં કરે છે. મને મારી પત્ની પર અત્યંત પ્રેમ પણ છે, પણ તેની તબિયત દિવસે દિવસે બગડતી જ જાય છે. રોગ પણ એવો ખરાબ છે કે, હું જ ખૂબ હિંમતથી મૂંગે મોંએ સહન કરું છું. આવી સ્થિતિમાં પણ હું સંપૂર્ણ કૃતજ્ઞતાથી તેની સેવાચાકરી કરું છું. અમે સંસારમાં

સુખી થઈશું એ શક્ય જ નથી અને કદી પણ સુખી થયાં નથી. મને દુઃખી થયેલો જોઈ વડીલો હવે પશ્ચાત્તાપ કરે છે. પણ અમારી આર્થિક સ્થિતિ હજી પણ સુધરી નથી એટલે તેમના મનનું દુઃખ તેઓ મનમાં જ સમાવી દે છે.

મારા મિત્રની પત્નીનો ભૂખમરો જેમ મારી સામે કાયમનો દેખાતો હતો તેમ જ મારો ભૂખમરો પણ તેની નજરે હમેશાં દેખાતો હતો. અમારા વડીલોએ અમારા જીવનની પ્રયોગશાળા બનાવી ધૂળધાણી કરી હતી. અમે વિવેક તે ક્યાં સુધી રાખી શકીએ એમ હતું ?

છેવટે પ્રશ્ન એ ઊભો થયો છે, કે હવે અમારું પાપ વધુ વખત છુપાવી શકાય તેમ નથી. બહારના જગતને તેને ગર્ભ રહે એમાં કંઈ દોષ જણાય નહિ, તો પણ તેના પતિ તેમજ સાસુસસરાથી તે જરા પણ સહન થઈ શકશે નહિ. અત્યાર સુધી નભી શક્યું, પણ જેમ જેમ દિવસો પૂરા થશે તેમ છૂપાવવું અશક્ય થઈ પડશે. તેને ઘરમાંથી કાઢી મૂકશે. કોઈ ડોક્ટરની સલાહ લઈ તેનો નિકાલ કરી નાખીએ તો તે વિષે પણ 'ના' કહે છે, અને ડોક્ટર પણ કોઈ કબૂલ થતા નથી. માસિક માંદગી ચાલુ કરવા માટે ઘણી દવાઓ ખાઈ જોઈ, પણ કંઈ વળતું નથી.

વાત હવે એવી છે કે, ધારો કે, એને છોકરો થયો તો તે છોકરો કોનો કહેવાશે? કદાચ આ લોકો તેને જો ઘરમાંથી કાઢી મૂકે અને હું જો તેને મારા ઘરમાં લાવીને રાખું તો મારા પર કાયદાનું કંઈ દબાણ આવી પડે ખરું ? મારો મિત્ર હવે થોડા દિવસનો મહેમાન છે. તેના મૃત્યુ પછી મારાથી તેની સાથે પુનર્લગ્ન કરી શકાશે? પ્રશ્ન એટલા માટે પૂછું છું કે તેની અને મારી ન્યાત જુદી છે. મારી પહેલી પત્ની હજી હયાત છે. રજિસ્ટર લગ્ન અમારાથી કરી શકાય ખરાં? પુનર્લગ્ન માટે જાત ગોત્ર ઈત્યાદિ સાદા

લગ્ન જેવી હરકત હોય છે ખરી કે? તેને તેના ધણીના ઘરમાંથી કાઢી મૂકે અને છોકરાંને ઔરસ પુત્ર તરીકે હકદાર ન કરે તો અમારી ઇચ્છા લગ્ન કરવાની છે. અમારાથી તેના પતિની હયાતીમાં લગ્ન કરી શકાય કે નહિ? ગમે તેમ પણ અમે એકઠાં રહી શકીએ એટલું જોઈએ છે, નહિ તો પછી અમે નક્કી જ કરી મૂક્યું છે કે, કોઇ પણ માર્ગ નહિ નીકળ્યો તો પછી બન્નેએ અફીણ ખાઈને આત્મહત્યા કરવી અને આ જન્મના મનોરથ આવતે જન્મે પૂરા કરવા!

અમે ગુનેગાર વૃત્તિના બદમાશ માણસો નથી; પણ પરિસ્થિતિએ અમને પાપી ઠરાવ્યાં છે. માટે મનમાં સહાનુભૂતિ લાવી યોગ્ય સલાહ આપશો એવી વિનંતી છે.

લી. આપનો

***

## પત્ર ૧૨ મો. સગી મા કે શોક્ય ?

હું મારા કર્મની કહાણી લખું છું. જો કંઈ રસ્તો નીકળે તો જોશો. માર્ગ કાઢશો તો હું તમારો જન્મભર ઉપકાર ભૂલીશ નહિ. બધી જ વાત ભળતી જ થઈ છે, તો પછી ભળતો જ માર્ગ હશે તો પણ હું તે સ્વીકારવા તૈયાર છું.

મારા પિતા નાનપણમાં જ મરણ પામ્યા હતા. હું અને મારી માતા નિરાધાર થઈ ગયાં. ઘરની ચીજવસ્તુ વેચીને અને જાતે મજૂરી કરીને માતાએ ગમે તેમ કરીને મને મોટી કરી. અમારી પાસે વાંકડો ભરવા કે બીજો ખર્ચ કરવા માટે પૈસા ન હોવાથી મને ના-ઈલાજે બીજવરને પરણાવવી પડી. મારાં તેમની સાથે લગ્ન થયાં. ઘરમાં બૈરાંછોકરાં કોઈ ન હોવાથી તેમણે મારી માતાને પણ સાથે રાખવા કબૂલ કર્યું. લગ્ન પછી અમારી ચિંતા દૂર થઈ.

તેમની અને મારી વચ્ચે વયનું અંતર ખાસ્સું ત્રીસ વર્ષનું છે લગ્ન વખતે મારી ઉંમર ઘણી જ નાની હતી અને લગ્ન પછી બે ત્રણ વર્ષે હું સ્ત્રી-વેષમાં આવી.

અમારા ઘરમાં મારી મા, હું અને તે, એટલાં માણસો હતાં. મારા પિતા તો હું ઘણી નાની હતી ત્યારે જ મરણ પામ્યા હતા. તે વખતે માતાની ઉમર વીસ વર્ષથી પણ નાની હતી. તેને સંસાર-સુખનો લહાવો હજી અધૂરો રહ્યો હતો. એ બધું ખરું; પણ મારી માતાએ તેના સુખનો અધૂરો રહેલો લહાવો મારા સુખમાં ધૂળ નાખી પૂરો કરવા માંડયો એ જ મારું દુઃખ છે. મારે સગું વહાલું કોઈ જ નથી, કે જેની પાસે જઈ મારા દુઃખની કથા કહું.

મારી માતાની અને તેમની ઉમર લગભગ સરખી જ છે. એટલે તેમના આચારવિચાર એકમેકને ફાવે છે. મારી સાથે તો તે બન્ને હું એક નાની છોકરી હોઉં તે પ્રમાણે વર્તે છે. અને બીજું શું કહું?

શોકયની ઈર્ષા બહુ કઠણ હોય છે. મારા તરફ તેમને અણગમો લાવવા માટે મારી માતા એમને ગાંડી તરીકે ગણી કાઢવાનો પ્રયત્ન કરવા માંડયો છે. તેને એમ બીક લાગે છે કે, હું ઉંમરે નાની છું, જુવાન છું, તો કદાચ મારું માણસ મારા હાથમાં આવી જાય! માટે જ તેણે મને દુઃખ દેવું શરૂ કર્યું છે. તેમની સાથે વાત કરવાની તો મારામાં હિંમત જ નથી. એક તો હું ઉમરે નાની, ગરીબાઈમાં ઉછરેલી અને શ્રીમંત ઘરમાં આવીને પડેલી! મને તેમની ઉંમરની, શ્રીમંતાઈની, સ્વભાવની બધાની બીક લાગે છે. અને ધારો કે તેમણે મને ગુસ્સામાં મારઝૂડ કરી, ઘરમાં ક્યાંક પૂરી રાખી, કે ઘરમાંથી બહાર કાઢી મૂકી તો મારી મદદે કોઈ પણ દોડી આવનાર નથી. તમે કહેશો કે સગી મા છે ને! હા. સગી મા છે ખરી; પણ આજે તે મારી શોકય થઈને મને મારા સંસારમાંથી ઉખેડી નાખવા જ બેઠી છે. વારું, તેમાં વળી હું બહુ સુંદર નથી ને મારા પિતાની પેઠે કાળી છું. મારી મા તો હજીય મારા કરતાં ખૂબ જ સૌંદર્યવાન દેખાય છે. એ જુવાન દેખાય છે એટલે અમારા બન્નેમાંથી કોને કાઢી મૂકવી એવો જો પુરુષને વિચાર થયો તો જરૂર તે મને જ કાઢી મૂકશે.

આજ સુધી મેં ઘણું સહન કર્યું. આજ નહિ તો કાલે મારી સ્થિતિ સુધરશે, એવી આશાથી મેં દિવસ કાઢયા. પણ હવે કેટલા દિવસ રાહ જોઉં? મને લગ્ન કરીને આણી અને સંસારસુખ મારા ભાગ્યમાં નહિ, તે હું કેટલા દિવસ સહન કરું? કંટાળીને એમ થાય છે કે, ક્યાંક ઘર છોડીને ચાલી જાઉં. પછી થવાનું હશે તે

થશે. હું કદાચ ઘરબહાર નીકળી જાઉં અને ધારો કે કોઈને ત્યાં આશ્રિત તરીકે રહી તો તે મને ત્રાસ દઈ શકે ખરા ? હું ઘરમાં રહું તે તો મારી માના લાભની વાત છે. એમની સાથેની મારી સગાઈને લીધે એનું પાપ ઢંકાયલું રહ્યું છે. હું ઘર છોડી જાઉં તો પછી તેને ઘરમાં રહેવું ઘણું મુશ્કેલ થઈ પડે. એટલે હજારો ખટપટ કરી હું જ્યાં હોઈશ ત્યાંથી મને તે જરૂર પકડી લાવશે અને મને ઘરમાં પૂરી રાખશે. આમ ઘરમાં પૂરી રાખે તો સરકારમાં તેની સામે કંઈ પગલાં ભરી શકાય કે નહિ ?

આ પ્રશ્નનો મને જવાબ મોકલાવશો. અને આ સંકટ મારાથી કેવી રીતે સહન થઈ શકે તેનો કંઈ ઉપાય સૂચવશો. વધારે શું લખું ?

લિ......

હું એક એવી ઉપાધિમાં આવી પડી છું કે તેમાંથી નીકળવાનો કંઈ ઉપાય સૂઝતો નથી. અને કોઈને જો કહ્યું હોય તો તેને મારું દુઃખ ખરું પણ લાગશે નહિ. ઘરમાં સાસુ સિવાય બીજું કોઈ મારે સગું નથી, એટલે ખરું પૂછો તો અમારા બેઉનો સંસાર સુખમાં જવો જોઈએ. સાસુજી હોવાથી મને ઘરની તેમજ કામકાજની જરા પણ ચિન્તા નથી અને કોઈ આપદા પણ પડતી નથી. પણ હવે લાગે છે કે, સસરાજી અથવા તો એકાદ બે દિયર નણંદ હોત તો સારું થાત. કંઈ નહિ તો મારું માણસ મારી સંગતિમાં રહ્યું હોત.

સસરાજીના મૃત્યુ બાદ સાસુજીએ તેમને મોટા કર્યાં. ઘણું કષ્ટ વેઠ્યું. આજે સારો દિવસ આવ્યો ત્યારે સાસુજીની મરજી સાચવે એમાં કંઈ ખોટું ઓછું જ છે? સાસુજી જનમનાં એટલે તે બન્ને વચ્ચે ઊંડો સ્નેહ હોય તે સાહજિક જ છે. પણ જ્યારે સાસુજીએ હાથે કરીને જ મને તેમના પ્રેમ–સુખની ભાગીદાર તરીકે લગ્ન કરીને આણી, તો પછી મને તેણે મારો ભાગ આપવો ન જોઈએ?

પણ સાસુને તો એમ જ થાય છે કે બધો વખત પોતાની પાસે જ તેમણે ગાળવો જોઈએ. છેક સવારે ઊઠે ત્યાંથી તે ઓફિસ જાય ત્યાં સુધી રસોડામાં ને રસોડામાં જ. અને ઓફિસથી પાછા ઘેર આવે ત્યારથી તે રાત્રે ઊંઘ આવે ત્યાં સુધી સાસુજીની પાસે જ ગપ્પાં મારતા બેઠા હોય. આખા ગામની વાત એમને કહેવી,

કંઈ ચીજવસ્તુ બજારમાંથી લાવવાની હોય તો તેમને પૂછવી, પોતાની બધી વાતો માને કહેવી અને મારી સાથે ફક્ત કામ પૂરતું જ બોલવું; એ કંઈ સારું કહેવાય?

હું તો જાણે એમની કંઈજ થતી નહિ હોઉં, તેમ મને કોઈ પણ બાબતમાં કે ચર્ચામાં ભાગીદાર ન કરે. તેમના ભવિષ્યના વિચારોમાં–ચર્ચામાં સામેલ થવાની મને હોંશ નહિ હોય? વારુ, કદાચ એ સમજતા નહિ હોય, પણ સાસુજી કંઈ નાનાં નથી ને? તેમણે તો સમજવું જોઈએ ને, કે, આને શું લાગતું હશે? પણ સાસુજી વળી એટલાં સમજુ હોત તો પછી જોત શું? હું તો એવી વિપત્તિમાં પડી છું કે પૂછવાની વાત નહિ. સાસુજીને અમે બોલીએ–બેસીએ તે ક્યાં ગમે છે? એક જ દહાડો હું એમની સાથે સીનેમા જોવા ગઈ હતી તેમાં તો સાસુજીએ કંઈ કંઈ કહીને ઉલ્કાપાત મચાવી મૂક્યો. દિવસમાં જો અમે એકબીજાની સાથે બોલીએ તો તો એમની દૃષ્ટિએ પાતક લેખાય, અને એવાં ગુસ્સામાં આવી જઈને બોલે છે કે, મારાથી લખી પણ નથી શકાતું. ફક્ત મને શિખામણ આપવા પૂરતું જ બોલવાનું હોય તો તેમાં કોઈને વાંધો નહિ, પણ એ જો મારી સાથે બોલવામાં વધુ વખત બગાડે તો તેટલું સાસુજી પાસે બેસવાનું ઓછું થાય, અને તેમણે જો મારી સાથે વધુ સલાહ મસલત ચલાવી તો કદાચ સાસુજીનો મોભો નીચો પડી જાય એમ તેમને લાગતું હશે; માટે જ તે એટલા બધા ગુસ્સામાં બોલે છે. સાસુજીનું બોલવાનું શરૂ થયું કે, એ પણ નરમઘેંસ જેવા થઈ જાય છે.

મને ખબર છે કે સાસુજી મને કડે તેથી તેમને ઘણું દુઃખ થાય છે; માટે હું સાસુજીની સામે એક શબ્દ પણ બોલતી નથી. છોકરાંનાં સુખને માટે જ લગ્ન કર્યાં તો પછી તેમનું સુખ શેમાં છે તે સાસુજીએ જ ન સમજવું જોઈએ? કે વંશ વધારવા માટે જ લગ્ન કર્યાં? એમ કૂતરાં બિલાડાંની પેઠે સંસાર

ભોગવવામાં બન્નેને ક્યાંથી સુખ મળે? હું મારે મૂંગા પ્રાણીની પેઠે ઘરમાં રહું છું. મને બે છોકરાં થયાં છે, પણ હજુ એકમેકને અમે પૂરાં ઓળખી શક્યાં નથી? એ તે કેવું જીવન! શું કહું? સાસુજીનું એવું વર્તન છે કે જાણે બીજી શોક્ય જ ન હોય? તેમને મારા પર અતિશય ઈર્ષા થાય છે. તે અમને કદી સુખશાંતિમાં અને મોકળે મને વર્તવા દેશે નહિ. વારુ, કદાચ બીજે ક્યાંય બદલી થાય ને જઈએ તો ત્યાં પણ સાસુજી તો આવવાનાં જ. એમનો સ્વભાવ પણ કંઈ જુદો જ છે.

માતાની આજ્ઞામાં રહેવું એ ઠીક, પણ પાણી પીવું હોય તો પણ માની રજા લઈને પીએ, તેને શું કહેવું? આડોશીપાડોશીની ડોસીઓ મળવા આવે છે ત્યારે કહે છે, 'છોકરો બહુ સારો છે. મારી આજ્ઞામાં રહે છે.' મને તેમનું તે બોલવું સાંભળી બહુ ચીડ ચડે છે. મારાં માબાપ જાત્રાએ જવાનાં હતાં ત્યારે મેં સાસુજીને કહ્યું કે, 'સંગાત છે તો જાત્રા કરી આવો.' મને થયું કે એટલા બે મહિના તો અમે આનંદમાં ગાળીશું, પણ સાસુજીએ તો ધસીને ના સંભળાવી. સાંજને વખતે કથામાં કે દેવદર્શને ક્યાંય પણ જવું નહિ. આ પ્રમાણે આ મૂંગા જનાવર જેવો અમારો મૂંગો સંસાર કેટલો સુખી થશે? આજે બીજી બધી વાતનું સુખ છતાં પણ એક ઘરમાં રહેતાં અમારા બન્ને વચ્ચે એક સરખો વિયોગ થઈ રહ્યો છે. ચાર આંખો પાસે છતાં પણ નજર એક નહિ. આવી મારી સ્થિતિ છે. તેમને તો આમાંનું કંઈ પણ લાગતું નથી. તેમને તો સાસુજી સાથે ગપ્પાં મારવા મળે એટલે બસ, પણ હું ફક્ત એકલી જ. આવી ગતિ છે, તો જવાબ લખશો. એજ

લી......

## પત્ર ૧૪ મો.

## ભ્રમર પુરુષ

મેં હાથે કરી મારી જિંદગી બરબાદ કરી નાખી છે. પછી મારાથી બીજાની સહાનુભૂતિ હક્કથી તો ઓછી જ માગી શકાય એમ છે? અને હક્કથી જેની સહાનુભૂતિ મને મળવી જોઇએ તેમણે તો મને તિરસ્કારી છે. એવી મારી સ્થિતિ થઈ છે.

તમારા લેખ ઉપરથી લાગે છે કે, એક સ્ત્રી હયાત છતાં પુરુષ બીજું લગ્ન કરે તે તમને પસંદ નથી. એમ કરવું એ ખોટું છે એ હું પણ કબુલ કરું છું. એક સ્ત્રી ઘરમાં હોવા છતાં મેં તેમની સાથે લગ્ન કરવાની હિંમત કરી એ મારી મોટી મૂર્ખાઈ થઈ. 'સંપીલા સંસારને તેં ધૂળમાં રગદોળ્યો તો હવે કયે મોંએ બીજા સહાનુભૂતિ અથવા ન્યાય તારાથી માંગી શકાશે!' એમ મારી બેનપણીઓ મને મેણાં મારે છે. શોકયનો મત્સર મને સોયની પેઠે ભોંકાય છે. અને લોકાપવાદ, નિંદા વગેરે સાંભળીને મારું મન એકસરખું ઘવાય છે. સંસાર-સુખ મેળવવા માટે એટલી બધી ધમપછાડ કરી, બીજાનું ન સાંભળતાં પોતાનો કક્કો ખરો કર્યો, પણ છેવટે શું! પૂરેપૂરી છેતરાઈ! બીજીનો મેં નિઃસાસો લીધો અને તેનો શાપ જ મને લાગ્યો છે. મને હવે બહુ પસ્તાવો થાય છે. માટે છેવટે કોઈ માર્ગ જડે છે કે કેમ એ આશાએ હું આવી છું. તો સહાનુભૂતિપૂર્વક વિચાર કરી કોઈક ઉપાય બતાવશો.

હકીકત એમ છે કે, હું અને મારા પતિ અમે બંને કોલેજમાં એક જ વર્ગમાં ભણતાં હતાં. તે મારે ત્યાં અભ્યાસ માટે આવતા.

તેમનાં લગ્ન થયાં હતાં. તેમની સ્ત્રી અશિક્ષિત હતી માટે તેમને સુખ મળતું નહોતું. તેનું લગભગ નામ જ તેમણે ટાળ્યું હતું. તેને એક બાળક થયું હતું તે જ માફ? તે રોજ દુઃખી દેખાતા હતા. સમોવડી ભણેલી સ્ત્રી ન હોય તો સંસારમાં કંઈ રસ નથી હોતો એમ તે કહેતા.

કેટલીક વખત તો તેમની આંખમાં પાણી ભરાઈ આવતાં. મને સ્વાભાવિક રીતે જ તેમના પ્રત્યે દયા અને પછી પ્રેમ ઉત્પન્ન થયો. અને છેવટે જે થવાનું હતું તે જ થયું. અમે બન્ને પ્રેમબદ્ધ થયાં. તેમણે મને ફસાવી એમ તો હું ન જ કહી શકું. અમે બન્ને જ એકમેક સાથે જોડાયાં હતાં. પહેલ કોણે કરવી એ જ સવાલ રહ્યો હતો. અને તેમણે તે કરી; પણ તેને મારી પણ અનુમતિ હતી જ. તો પછી તેમણે મને ફસાવી એમ મારાથી કહી શકાય નહિ. બસ થયું. હવે અમારી સંતાકૂકડી શરૂ થઈ અને એ અભ્યાસ નિમિત્તે છેલ્લાં બે ત્રણ વર્ષ નિશ્ચિંત મને ચાલુ રહી.

પહેલી સ્ત્રી તેમને બહુ ગમતી નહોતી, એમ મને પહેલાં લાગતું હતું. તે હું ધારતી હતી તેટલું કંઈ ખરું નહોતું. મારી સહાનુભૂતિ મેળવવા માટે જ તેમણે તે વખતે એવો ઢોંગ કર્યો હશે, અથવા તો એમ પણ હોય કે, તે વખતે મારા તરફના સુખ માટે તેમણે ઘણી જ મોટી આશા સેવી હોય. પણ પ્રત્યક્ષ સહવાસ શરૂ થયા પછી તે આશા તેટલા પ્રમાણમાં સફળ થઈ ન હશે. તેમની પહેલી સ્ત્રી સુંદર કહી શકાય એવી છે. તે મન સાથે અમારી બેઉની સરખામણી કરતા હશે. મારી વિદ્વતા અને તેની સુંદરતા એ બેયે તેમના મનને વારાફરતી મોહિત કર્યું હશે, કારણ કે તેમનો સંબંધ ચાલુ જ હતો. એ દરમ્યાન તો તેને બીજાં બે છોકરાં પણ થયાં. પહેલી સ્ત્રીની અજ્ઞાનતા વિષેનું તેમનું બોલવું ધીમે ધીમે ઓછું થતું ગયું. હું કદાચ મશ્કરી કરતી તો તેમનું મન દુઃખી થતું.

અમારો આ સંબંધ અમે મારાં માબાપથી જો કે છૂપો રાખ્યો હતો તો પણ તે કંઈ છેક જ છાનો રહ્યો નહોતો. ગામમાં તેમજ કોલેજમાં તેની ખુલ્લી રીતે વાતો શરૂ થઈ. માતાની જાણમાં પણ તે આવ્યું. માએ તો મારા બાપને કહ્યું પણ ખરું કે, છોકરીનાં લક્ષણ કંઈ સારાં દેખાતાં નથી. પણ મારી મા અશિક્ષિત અને જૂના વિચારની એટલે તેનું કહેવું મારા સુધારક પિતાએ હસવામાં જ કાઢી નાખ્યું. પણ તેમની પહેલી સ્ત્રીને તો પહેલેથી જ ખબર હોવી જોઈએ. હું તેમને ત્યાં જતી ત્યારે તેનો ચહેરો ઉતરી જતો અને રોષને લીધે તેને કપાળે કરચલીઓ પડતી. તેમણે જ એને પોતાનું પરાક્રમ જણાવી દીધું હશે. પુરુષનો સ્વભાવ જ એવો હોય છે કે, પારકી સ્ત્રી માટેની બડાસ પોતાની સ્ત્રી આગળ મારવી. પહેલી સ્ત્રીની બધી વાતો કોઈ જાતનો આડપડદો રાખ્યા વગર તેમણે મને નહોતી કહી? અમારું આવું વર્તન તેને ઓછું જ ગમવાનું હતું? પણ મને તેની કંઈ પરવા નહોતી.

હું બી. એ. થઈ અને તે પણ બી. એ થઈ એલ. એલ. બી. નો અભ્યાસ કરવા ગયા. હું શિક્ષિકા થઈ. પિતાશ્રી મારે માટે વર શોધવા ઘણો પ્રયત્ન કરતા હતા. મારી ઉમર પચ્ચીસ વર્ષની હતી. મારા વિષેના ગામગપાટાને લીધે વર શોધતાં તેમને કંઈ થોડી આપદા નહોતી પડી! પંથ વર તો મળતો નહોતો. હું સ્વરૂપે સાધારણ અને ઉંમરે મોટી, એટલે પંથવર મને કયાંથી મળે? બહુ મોટો નહિ એવો બીજવર એકાદ બે બાળકોનો પિતા હોય. એવો જ વર મારે સ્વીકારવો પડશે એમ હતું. પહેલી સ્ત્રી જીવંત નહોતી પણ તેથી શું? બીજવર સાથે એવો સંસાર કરવા મારું મન માનતું નહોતું.

બીજવર સાથે જ જો મારે સંસાર સુખ લેવાનું નિમિત્ત હોય તો પછી જીવતી સ્ત્રીના પતિ સાથે લગ્ન કરતાં શી હરકત? છોકરાં તો બન્નેને હોવાનાં. મા વગરનાં છોકરાં મારે જ ગળે વળ-

જશે, તેના કરતાં મા જીવતી હોય તો તે તેનાં છોકરાં સંભાળશે તો ખરી; અને વળી પતિની ઉંમર પણ મારા જેટલી જ. હું આ પ્રમાણે વિચાર કરવા લાગી.

પણ બીજું એક સંકટ આવીને ઊભું રહ્યું અને લગ્ન જેમ બને તેમ જલદી પતાવી દેવું પડ્યું. દવાદારૂનો કંઈ પણ ઉપાય ન થયો અને મને દિવસ ચઢ્યા. મેં જ તેમની સાથે લગ્ન કરવાની હઠ પકડી એટલે તેમનું ખરું સ્વરૂપ બહાર આવ્યું. તે આનાકાની કરવા લાગ્યા. પ્રેક્ટિસ શરૂ થયા પછી એક બે વર્ષે લગ્ન કરીશું એમ તે કહેવા લાગ્યા. આથી કંટાળી જઈ મેં એક બીજવરની માગણી માન્ય કરી. લગ્નતિથિ પણ નક્કી થઈ. પણ તેના કાન પર કંઈક વાત જતાં ડૉક્ટરી તપાસ કરવાની તેણે સૂચના કરી. બસ થયું? મારું પાપ પ્રગટ થયું. બધી વાત જગ-જાહેર થઈ ગઈ. મારા પિતાએ તેમને ધમકી આપી, મેં પગે પડી તેમને વિનંતી કરી, ગામના લોકોએ પણ તેમને ખૂબ સંભળાવ્યું ત્યારે પોતે લગ્ન કરવા તૈયાર થયા. ખરેખર બળજબરીએ જ આ લગ્ન કરવાં પડ્યાં. તો પછી તેનાથી સુખની આશા રાખવી એ તો વ્યર્થ જ! હું માણસમાં પણ ન રહી હોત; તે ફક્ત લગ્ન કરવાથી રહ્યું એટલું જ માત્ર!

તેમણે વકીલાત શરૂ કરી. હું તેમને ઘેર રહેવા ગઈ. તેમને ત્યાં કોઈને પણ મારી હાજરી ગમતી નહોતી. બધાં જ મને જોઈને મોં મચકોડતાં, અભોલા લેતાં, અપમાન કરતાં. એવું શરમભર્યું જીવન સ્વીકારી મેં સંસાર શરૂ કર્યો. મને હવે પગાર સારો મળે છે. તેમની પ્રેક્ટિસ જરાયે ચાલતી નથી. ખરું પૂછો તો આખું કુટુંબ જ મારા પગાર પર પોષાય છે. પરંતુ આ ઘરમાં રતિભાર પણ માન બીજાં માણસો મને આપતાં નથી. તે મને ઉપર ઉપરથી માન આપવાનો ડોળ કરે છે ખરાં; પણ તે બધું તદ્દન લૂખ્ખું. પ્રેમ

હશે તો તે પહેલી સ્ત્રી માટે જ! મારા દેખતાં તો તે તેની સાથે તોછડાઈથી વર્તે છે. પણ હું સ્કૂલમાં ગઈ કે તરત જ તેઓ કોર્ટ-માંથી જલદી ઘેર આવી બન્ને જણા સુખેથી આનંદ કરતાં હોય છે. અને હું ઘેર આવી કે, તબિયતની–અશક્તિની, માથું દુઃખવાની ફરિયાદ સાંભળવાની મારા નશીબે હોય છે. તેઓ મને આગળ કરી, નોકરની પેઠે મારો શબ્દ ઝીલી લઈ મને આ લોકો દેખતાં 'અમે તમે' એમ સભ્યતાથી બોલાવી દુનિયાની આંખમાં ધૂળ નાખે છે.

પણ તેઓએ મારી સાથે ચલાવેલી છેતરામણથી હું ઓછી જ ફસાઇ જવાની છું? હું તેમને અળખામણી થઈ છું. તે મને ટાળવાનો પ્રયત્ન કરે છે તે હું પૂરેપૂરી સમજી ચૂકી છું. મારી સામે તે સોગન ખાય છે, વચન આપે છે. પણ તે પળાય શેના? મારા પૂરતી જ તબિયતની ફરિયાદ, અને જૂનીને સવા વર્ષે ઘોડિયું બંધાય! ઉપરથી જોનારને અમે બન્ને સુખી દેખાઈએ, પણ મારા અંતરમાં લાગેલી આગની મને જ ખબર!

તેમની તે સ્ત્રી લગ્નથી જોડાયલી હશે, પણ મને તો તેમનું એ વર્તન વ્યભિચાર સરખું લાગે છે. હું પણ લગ્નની જ સ્ત્રી છું ને! મારી સાથે દગવિદ્યા કરવી એ તેનું વર્તન મને તદ્દન દુરાચારી જ લાગે છે. લગ્નની સ્ત્રી સિવાય બીજી કોઈ સ્ત્રી સાથે સંબંધ રાખવો એ વ્યભિચાર જ કહેવાય. તો પછી તેના મંગળાષ્ટક ગાઈ ચોખા નાખ્યા અને તેના ગળામાં મંગળસૂત્ર બાંધ્યું એટલે કંઈ વ્યભિચાર સદાચાર ઠરે નહિ. તેમના એવા વર્તનથી મને ખૂબ ગુસ્સો આવે છે અને શોક્યની ઈર્ષાથી મારી શરીરપ્રકૃતિ પર પણ અસર થાય છે. શોક્યનું રૂપ અને તેના છોકરાનું રૂપ જોઈ મને માથેથી પગ સુધી ઝાળ ઊઠે છે! મારું છોકરું રંગે મારા જેવું જ કાળું અને શરીરે તેના બાપના જેવું જાડું છે. અને તેનાં છોકરાં તેની મા જેવાં ગોરાં અને કાવલાં હોવાથી બધાંને જ તે ગમે છે.

આડોશીપાડોશી સુદ્ધાં શોકયની સાથે માયાભાવ રાખે છે અને તેની મદદે દોડી આવે છે. જગતની નજરે મને પરણીને ઘરમાં દાખલ કરી એટલું જ. લોકોના મનમાં તેમ જ તેમના મનમાં પણ એવું જ છે કે હું અમસ્થી જ હાથ પકડીને એમની સાથે ઘરમાં ઘુસી આવી છું. મને મારું જીવ્યું અકારું થઈ પડ્યું છે.

હવે સવાલ એ પૂછવો રહ્યો કે પહેલી સ્ત્રીનો અને તેમનો સંબંધ મારાથી તોડી શકાય ખરો? તે લગ્નની સ્ત્રી છે તો હું પણ લગ્નની જ સ્ત્રી છું. તેણે દશબાર વર્ષ સુધી સંસારસુખ ભોગવ્યું તો પછી દશબાર વર્ષ મને એકલીને ન જોઈએ કે? તમે કહેશો, ધણીના ભાગ શી રીતે પાડી શકાય? પણ દ્રૌપદીને પાંડવોએ નહોતી વહેંચી લીધી? '**धर्मे च अर्थे च कामे च नाति च रामो**' એવા તેમણે મારી સાથે લગ્ન વખતે સોગંદ લીધા હતા. તેને કાયદામાં કંઈ મહત્ત્વ નહિ? અને તેવું કંઈ પણ નહિ હોય તો મને છૂટાછેડા મળશે ખરા કે? પતિ વ્યભિચારી હોય તો છૂટાછેડા મળે છે ને? ઘાતકી નિષ્ઠુર પતિ હોય તો પણ છૂટાછેડા મળી શકે છે ને?

એમનું હમણાંનું વર્તન બધું આ મુદ્દા નીચે આવશે. છૂટાછેડા લઉં તો મારું બાળક મારી પાસે રહેશે ને? તમે કહેશો કે તેં હાથે કરીને શોકય પર લગ્ન કર્યાં તો પછી મને આવું કંઈપણ બોલવાનો શું અધિકાર! મને કાયદાની બાબતમાં કંઈ સમજ નથી. પુરુષને એક જ સ્ત્રી અને સ્ત્રીને એક જ પુરુષ એવો જ ખરો કાયદો હોવો જોઈએ. નહિ વારુ? મારું મન સાક્ષી આપે છે કે, સ્ત્રીને પતિ પોતાની એકલીની જ માલિકીનો હોવો જોઈએ. તેમાં બીજું કોઈ પણ ભાગીદાર ન હોવું જોઈએ. મારી હકીકત થોડી લોકવિરુદ્ધ છે. મારે માટે દયા ઉપજાવનારી નથી, માટે જ વિસ્તારથી તે લખી છે. તેમાંથી કંઈ ઉપાય સૂચવશો તો હું તમારો જન્મભર ઉપકાર ભૂલીશ નહિ. વધારે શું લખું?

લી......

## પત્ર ૧૫ મો. પુનર્લગ્નની પત્ની !

**મારે** એમ પૂછવાનું છે કે, ધારો કે એકાદ સ્ત્રીએ એકાદ પુરુષ સાથે પુનર્લગ્ન કર્યાં અને તેમને પછીથી બન્યું નહિ, તો તેમનાંથી છૂટાછેડા લઈ શકાય કે નહિ? હિંદુ સ્ત્રીઓથી છૂટાછેડા લઈ શકાય નહિ એમ કહે છે, પણ મને લાગે છે કે, તે કાયદો પ્રથમ (કુંવારા) લગ્નને લાગુ પડતો હશે. પ્રથમ લગ્ન તદ્દન જૂની પદ્ધતિએ થયાં હોય એટલે તેને છૂટાછેડાનો કાયદો લાગુ ન પડે એ ખરું. પણ પુનર્લગ્ન એટલે ગમે તોયે સુધારાનાં લગ્ન. તેને છૂટાછેડાનો કાયદો લાગુ પડવો જ જોઈએ એમ મને લાગે છે. તમે કહેશો કે જેની સાથે બને નહિ એવા પુરુષ સાથે પુનર્લગ્ન શું કામ કર્યાં? સંસારની જંજાળમાંથી અનાયાસે છૂટયા પછી ખરું પૂછો તો એવી ઉપાધિમાં ફરીથી પડવાની મને કંઈ જ જરૂર નહોતી. મારે છૂટાછેડા લેવા જ પડે એવો અંતિમ પ્રકાર હજી સુધી બન્યો નથી; પણ ધારો કે આગળ ઉપર એવો વખત આવ્યો તો મારું શું થશે એનો વિચાર કરી રાખ્યો હોય તો સારું; માટે પત્ર લખું છું.

મારું પ્રથમ ઘર મને કંઈ તેટલું સારું મળ્યું નહોતું. જાતજાતનાં દુઃખો મને સાસુ તેમ જ પતિએ દીધાં હતાં. મને મારતાં, ડામ દેતાં અને ઓરડીમાં પૂરી રાખતાં. પણ હું શું કરું? મારે પિયરમાં પાસેનું સગું કોઈ જ નહોતું. વખત જતાં મારું નસીબ ઉઘડશે એ આશાએ હું દિવસો કાઢતી હતી. એવામાં ઇન્ફ્લુએન્ઝા ફાટી નીકળ્યો, અને મારા પતિ મરણ પામ્યા. થયું, મારું તો

સર્વસ્વ ગયું. મેં અનાથાશ્રમમાં રહી જેમતેમ કરી થોડું શિક્ષણ મેળવ્યું અને શિક્ષિકા થઈ. આશ્રમમાં રહેતી હતી ત્યારે મારી સમોવડી કુંવારી છોકરીઓના સહવાસમાં મને ઉત્સાહ લાગવા માંડ્યો. મારા વિચારો પણ ઘણા બદલાયા. દશ પંદર વર્ષ નોકરી પણ કરી. પછી મને પોતાને જ એકલવાયું લાગવા માંડયું. મને કંટાળો આવવા લાગ્યો. દુનિયામાં મને 'મારી' કહેનાર કોઈ જ નહોતું. જેમ જેમ ઉંમર વધતી ગઈ તેમ તેમ મને વધુ ને વધુ સૂનું લાગવા માંડયું. મેં જન્મથી જ કદી સુખ જોયું નહોતું. મારી આશા ઉમેદો બધી મનમાં જ રહી હતી, માટે મેં પુનર્લગ્ન કરવાનું નક્કી કર્યું અને છેવટે પુનર્લગ્ન કર્યાં.

'પહેલી સ્ત્રીનાં છોકરાં સંભાળવાં અને ઘડપણમાં માણસની જરૂર પડે એટલા માટે હું પુનર્લગ્ન કરું છું.' એમ તો તેમણે મને લગ્ન પહેલાં જ કહી દીધું હતું. અને લગ્ન પછી પણ સેંકડો વખત મને એ શબ્દો તેમણે સંભળાવ્યા, અને હજારો વખત તે અમલમાં પણ મૂકયા. પ્રથમની સ્ત્રી પર તેમને ઘણો પ્રેમ હતો, એમ પણ તે કેટલીય વાર કહી બતાવે છે. તે સ્વભાવે અને સ્વરૂપે બહુ જ સુંદર હતી એમ વખતોવખત બોલ્યા કરે છે. હું કહું છું કે, તેમનો તેના પર અથાગ પ્રેમ હતો તો પછી તેમને મારી સાથે લગ્ન કરવા કોણે કહ્યું હતું? તેની એક મોટી છબી તેમના ઓરડામાં જોઈ શકાય એવી જગ્યાએ ટાંગી છે. જતાં આવતાં તે છબી સામે જોઈને તે નિઃસાસો નાખે છે. પછી તેમના મનમાં શું થતું હશે તે તો પ્રભુ જાણે! તેમને એમ લાગતું હશે કે, તેના સરખી હું નથી, અને તેથી જ નિઃસાસો નાખતા હશે. અહોરાત્ર તેનાં ગુણગાન સાંભળી મારા તો કાન પણ થાકી ગયા છે. મને કંઈ તેને માટે શોકયની ઈર્ષા નથી આવતી, પણ તેમણે તો વિચાર કરવો જોઈએ ને કે હું આવું બોલું છું તેથી આ બાઈને કેટલો આઘાત પહોંચતો હશે! તેનું મન ઘરસંસારમાં કયાંથી લાગશે?

વારુ, છોકરાંને તેની મા મરી ગઈ છે તેની પળે પળે તેઓ યાદ આપે છે. અને હું એટલી બધી લાગણીથી તેમની સંભાળ લઉં છું, તેમના કટુ શબ્દો પણ સાંભળી લઉં છું અને તેના બદલામાં ઘડીઘડીએ મારું થતું અપમાન માત્ર! માટે જ કહું છું કે, તેમનું બોલવું તે ખરું કરી બતાવે છે. પુનર્લગ્ન કરી તેમણે તેમનું કાર્ય સાધ્યું. પણ મારું શું? છોકરાં સાચવવાં અને કોઈક પુરુષની સેવા કરવી એટલી જ કંઈ મારી ઇચ્છા નહોતી.

તેમના ઘરમાં મારી કોઈ પણ ઇચ્છા પૂરી થતી નથી. તેમનું આવું વિચિત્ર વર્તન–મોકળા મને બોલવું નહિ, ખાનગી વાતો કરવી નહિ, ઘરમાં જ્યાં ત્યાં તાળાંઓ માર્યાં હોય અને તેની કૂંચીઓ પોતાની પાસે અથવા તો મોટી છોકરોની પાસે હોય! હું ખૂબ જ ફસાઇ ગઈ છું. આના કરતાં તો હું કમાઇને ખાતી હતી ત્યારે સ્વતંત્ર હતી. મને કોઈ સગુંવહાલું નહોતું તેમ કોઈ કહેવાવાળું પણ નહોતું, તે જ સારું હતું. તે બધું છોડી હું આ કેદખાનામાં પડી. વારુ, કોઈની આગળ વાત કરું તો મારી જ ફજેતી થાય ને? લોકો તો પુનર્લગ્ન કરનારને કંઈક અસંતોષ, નિરાશા, પસ્તાવો થયો છે કે કેમ, તે શોધતાં જ ફરતાં હોય છે એવામાં જો મારી કંઈ વાત બહાર આવી તો જરૂર ટીખળ કર્યા વિના નહિ રહે. અમારા બંનેનાં વર્તન વિષે કંઈ ભળતા જ ગપગોળા ઉડાડશે. આવી રીતે હું મૂંગો માર સહન કરી રહી છું. એમનું મન જીતવા માટે હું મારાથી બનશે તેટલા પ્રયત્ન કરી જોનાર છું. પછી જોઉં છું કે, મારી સેવાથી એ વશ થાય છે કે નહિ.

એકલાં રહેવાથી થતાં દુઃખની મને ખબર છે. તે સ્થિતિમાં પાછું રહેવું પડે તે મારા જીવ પર આવે છે. માટે જ તો હું પ્રયત્નની પરિસીમા કરનાર છું. ઘરમાં સળીભાર પણ મારી સત્તા નથી,

પ્રતિષ્ઠા નથી. મારા પર કોઈનો પ્રેમ નથી. આવા ઘરમાં હું એક રસોયણ હોઉં તે પ્રમાણે જ મારે રહેવું પડે છે. મારું મન બહુ જ દુઃખી થાય છે. મેં ભૂલ કરી એમ ઘડી ઘડીએ લાગે છે. પશ્ચાતાપ થાય છે અને તેથી ઘણા ઉદ્વેગથી આ પત્ર લખું છું. હું છૂટાછેડા લઈશ જ એ કંઈ નક્કી નથી. પણ જો છૂટાછેડા મળી શકે એમ હોય તો હું જરા હિંમતથી ઘરમાં વર્તીશ. અને છૂટાછેડા ન મળી શકે એમ હશે તો બીજો કોઈ આધાર નથી માટે કોઈ પણ દુઃખ સહન કરવા હું તૈયાર થઈશ. ઉત્તર જલદી આપશો.

લી……

## પત્ર ૧૬ મો.                શારીરિક વિસંગતતા

હું તમને એમ પૂછું છું કે, ધારો કે હું પોતે રાજીખુશીથી વડોદરામાં આવીને રહ્યો અને ત્યાંના શહેરીપણાના હક્ક મેળવ્યા, તો મારાથી મારી સ્ત્રીને છૂટાછેડા આપી શકાય કે તેનાથી માગી શકાય કે નહિ?

હકીકત તદ્દન સ્પષ્ટ લખું છું. હું 'સમાજસ્વાસ્થ્ય' માસિક નિયમિતપણે વાંચું છું. રા. કર્વેના મતને હું મળતો થાઉં છું. લગ્ન પહેલાં સ્ત્રીપુરુષ બન્નેએ એકમેકને શારીરિક સુખ બરોબર મળશે કે નહિ, એની પૂરેપૂરી ખાત્રી કરી લેવી જોઇએ. ઉપરથી સરખે-સરખી દેખાતી જોડી એકમેકની સંમતિથી શારીરિક સમાધાન મેળવતી હશે એવી સામાન્ય સમજ તદ્દન ભૂલભરેલી છે. મારી જ વાત કરોને? મેં પોતે મારી સ્ત્રીને પસંદ કરી હતી. તેનો સ્વભાવ, સ્વરૂપ, શિક્ષણ, એ બધાંની મેં ઘણી જ ઝીણવટભરી તપાસ કરી હતી. પણ એથીએ વધારે તપાસ કરવી જોઈએ એ મને કંઈ સૂઝયું નહોતું અને સૂઝયું હોત તો પણ તેનો શું ઉપયોગ થનાર હતો? હમણાંના ચાલુ સમાજમાં બન્નેને આનાં કરતાં વધારે પરીક્ષા કરવી એ શક્ય જ નથી હોતું.

અમારાં લગ્ન થયાં. વિષયસુખના અજ્ઞાનને લીધે કેટલાક દિવસ તો અમરતા એકમેકની પ્રેમાળ સંગતથી આનંદમાં ગયા. પણ એવી આડીઅવળી વાતોથી પતિ–પત્નીને પ્રેમ ઓછોજ બંધાવાનો હતો? કે એકમેકને સુખ મળવાનું હતું? અમને બેઉને ખબર પડવા માંડી

કે અમારા બન્નેમાં શારીરિક વિસંગતતા ઘણી જ છે. અને એ વિસંગતતાને લીધે જ અમને સંસારસુખ મળતું નથી અને સંતોષ મળતો નથી.

હું શરીરે સાધારણ મધ્યમ ઉંચાઈનો અને સશક્ત છું. મારી સ્ત્રી પહેલેથી જ ગબરગટ્ટ અને હવે તો તે શરીરે ઘણી જ જાડી થઈ ગઈ છે. રૂપેરંગે, સ્વભાવે અને સંસ્કૃતિએ અમે એકમેકને અનુકૂળ છીએ. પણ એ બધી ઉપર ઉપરની વાતો થઈ. એનાથી થોડી જ અમારા સંસારસુખની ખોટ પુરાવાની હતી? ખરું પૂછો છો તો તેને તેના જેવા જ ભરાઉ શરીરનો જોડીદાર મળવો જોઈ તો હતો. અમને એકમેકના સહવાસથી આનંદ થવાને બદલે ઊલટું દુઃખ જ થાય છે. તેની નિરાશા તેણે મારાથી છુપાવવા ગમે તેટલા પ્રયત્ન કર્યો તો પણ તેના મનમાં થતી ગડભાંજ મારાથી જોઈ શકાતી નથી. તેને હું સુખી કરી શકતો નથી, અને કરી શકવાનો પણ નથી. એ વિચારે મારા મનને રાતદિવસ બળતો જ ત્રાસ થાય છે. અને એ ચિંતાને લીધે હું દિવસે દિવસે વધુ ને વધુ નિસ્તેજ થતો જાઉં છું.

હવે મારી ચિંતા એટલી હદસુધી પહોંચી છે કે, હું તેનાથી દૂર રહું છું. તે બિચારી સાધ્વી સ્ત્રી એ સર્વ દુઃખ મૂંગે મોઢે સહન કરે છે. પણ મને માત્ર ચિંતાને લીધે ગાંડપણ થશે કે કેમ, એમ લાગે છે. અને તેનોયે શું ભરોસો? તેને કોઈ યોગ્ય વ્યક્તિ જ્યાંસુધી મળી નથી ત્યાંસુધી તે બધું સહન કરશે. તેની વૃત્તિ મેં ઓળખી લીધી છે. તે ક્યારે શું કરશે તેનો શું ભરોસો? આવી સ્થિતિમાં અમારામાં સંપ ક્યાંથી રહે? અંદરખાનેથી તે મારા પર ગુસ્સામાં રહેતી હોવી જોઈએ; કારણકે મારો કંટાળો તો તે કરે જ છે. હું પણ તેની દરેક સાદી વર્તણૂક તરફ પણ શંકાની નજરે જોઉં છું અને એક સરખો ચીડાઉં છું. અમે એક ઘરમાં રહીએ છીએ; પણ સાથે સૂવાનું તો આજે બે વર્ષથી છોડી દીધું છે.

આવી સ્થિતિમાં અમારે પતિપત્નીના સગપણે રહેવાથી શું ફાયદો? તેને સંસારસુખ તો મળવું જોઈએને? અને મને પણ સંસારનું સુખ ખરું પૂછો તો કદી જ મળ્યું નથી. મને લાગે છે કે અમારામાં જેટલી શારીરિક વિસંગતતા છે તેટલી તો ઘરડા પુરુષ અને જુવાન સ્ત્રીના લગ્નમાં પણ નહિ હોય. છેક પોણોસો વર્ષનો ડોસો વીસ વર્ષની કન્યા પરણે ત્યારે એમની જે સ્થિતિ થાય તેવીજ પરિસ્થિતિ અમારી થઈ છે. એટલાથી જ સમજી લો. માટે જ મેં વિચાર કર્યો છે કે છૂટાછેડા લઈને બન્નેએ છૂટા થઈ જવું તેના ભરણપોષણનો બંદોબસ્ત કરવા હું તૈયાર છું. અમે નિષ્કલંક પ્રમાણિક જીવન ચાહીએ છીએ. નહિ તો જગતની પેઠે વર્તી અમારાથી પણ બહારનું સુખ એકમેકથી છૂપી રીતે મેળવી શકાત. પણ તેને માટે અમારું મન કબૂલ કરતું નથી. માટે હવે તમારો અભિપ્રાય જલદી મોકલશો. તમારા અભિપ્રાયની ફી માટે કોરો ચેક આ સાથે બીડ્યો છે તેનો સ્વીકાર કરશો.

લી. × × ×

## પત્ર ૧૭ મો                    પતિપત્ની કે બ્હેનભાઈ?

**મારા** પત્રનો તરત જવાબ વાળ્યો તે માટે હું કેટલી બધી આભારી છું તે હું શી રીતે કહી શકું? પહેલા પત્રમાં જ હું બધી હકીકત લખવાની હતી પણ ચોક્કસ સરનામાની ખબર ન હોવાથી ગમે ત્યાં અથડાઈ કોઈના હાથમાં જાય એ બીકે લખી શકી નહોતી. હવે સરનામું મળ્યું અને તમારા જવાબમાં માર્ગ બતાવવાનું મને આશ્વાસન મળ્યું, એટલે હવે હું બધી અથથી ઇતિ સુધીની હકીકત લખું છું.

બીજા કોઈની આગળ જો આ હકીકત કહું તો તેઓ મને ગાંડી જ ગણી કાઢે. સુશિક્ષિત, યુવાન, સારા સ્વભાવના, અને કમાનાર પતિ મળ્યા છે; એટલે ખરું પૂછો તો મારે તેમની સાથે સુખેથી સંસાર નિભાવવો જોઈએ. અને અમે સુખે સંસાર કરતાં નથી એ અમારાં આડોશીપાડોશીને કદી ખરું લાગે પણ નહિ. પણ મેં તો મનમાં જે નિરાશા ભરી મૂકી છે તે તેમને અને મને જ ખબર છે. દરરોજ હું નિશ્ચય કરું છું કે કંઈ પણ મારી મરજી વિરુદ્ધ થતું હોય તો તે પણ બધું સહન કરી તેમને ખરેખરા સુખી કરવા, પણ જે કારણ હોય તે ખરું, પરંતુ તે અને હું એકલાં એકમેકની પાસે આવ્યાં કે જાણે કોઈ અજાણ્યા સ્ત્રી–પુરુષ પાસે આવ્યાં હોય ને જેમ અંદરથી ગભરાઈ જાય અને કોઈ ત્રીજા માણસને બોલાવે અથવા ત્યાંથી ખસી જવા આતુર થઈ જાય તેવી મારી સ્થિતિ થાય છે. અને તેઓ પણ મારી આ વૃત્તિને ઓળખી ગયા હોવા જોઈએ, નહિ તો ગમે તેવા પણ તે પુરુષ અને તેમાંયે વળી પ્રત્યક્ષ

પતિ ! તેમણે જો મારી ઇચ્છાવિરુદ્ધ મારી સાથે છૂટ લીધી હોત તો મારાથી શું બોલી શકાય તેમ હતું ? અને બળજબરી કરીને પણ જો તેમણે મારી પાસેથી સંસારસુખ મેળવ્યું હોત તો હું એકલી જ સુખથી વંચિત રહી હોત. મેં તે સહન પણ કર્યું હોત. પરંતુ આજે તો અમે બન્ને દુઃખી છીએ. મને તો આ દુઃખથી સંતાપ થાય છે જ, પણ તેમનો ઉદ્વેગ જોઈને મને તો કંઈનું કંઈ થઈ જાય છે. મને એમ થાય છે કે, હું મારી મેળે જ તેમને આ સંકટમાંથી મુક્ત કરી તે ખરેખર સુખી થઈ શકે, સંસારસુખ મેળવી શકે તેવી રીતે લગ્ન કરાવી આપું.

હું કહું છું તે પ્રમાણે તે કરે છે અને ભવિષ્યમાં પણ કરશે. અને મને સુખી કરવા માટે તે ગમે તે કરવા તૈયાર થશે. યુવાન, સુંદર અને ભણેલી સરખે સરખી જોડીદાર સ્ત્રી આઠે પહોર ઘરમાં રહેતી હોય છતાં પણ મને તેઓ પસંદ નથી, અને મારો પડછાયો પણ કદી લેતા નથી. તેમનો એ સ્વાર્થત્યાગ કેટલો બધો મહાન છે ? અને આટલી નિરાશા હમેશાં હસતે મોંએ સહન કરવી એ કામ કંઈ સહેલું નથી. ધારો કે મેં તેમને ખોટું કહ્યું, 'મારે તમારી પાસેથી છૂટાછેડા લેવાના છે; માટે આપણે વડોદરા જઈને થોડોક વખત રહીએ' તો મને તે તેનું કારણ પણ કદી પૂછશે નહિ. અને તરત જ 'હા' કહી દેશે. ત્યારે તેમના સુખ માટે મારે કોઈ પણ માર્ગ કાઢવો જોઈએ. મેં તેમના પર કરેલો અનહદ અન્યાય હવે મારાથી સહન થઈ શકતો નથી.

અને વળી આવી વૃત્તિ શાથી થઈ તે પણ કહી નાંખુ છું. નહિ તો તમે પણ કહેશો કે, આ સ્ત્રીને કંઈ ગાંડપણ જ લાગ્યું છે. હું બી. એ. થઈ છું. પરીક્ષામાં મારો વિષય 'માનસશાસ્ત્ર' હતો એટલે હું મારા મનનું પૃથક્કરણ કરી મારો જ દોષ છે એમ કહી શકું છું. મારી જગ્યાએ જો કોઈ બીજી સ્ત્રી હોત તો જરૂર કંઈ ને કંઈ કલ્પિત દોષ કાઢી તેમના પર લાદ્યા હોત અને પોતાની

વર્તણૂકનું ફક્ત સમર્થન જ કર્યું હોત, પણ હું એવું ખોટું બોલી શા માટે ખોટું કરું? પણ...પણ હું તે શું કરું ? મારી જિંદગીમાં જે કંઈ સારું નરસું આજ સુધી બન્યું છે તે મારાથી ભૂલી શકાય તેમ નથી. અને એ વાતોથી મારા મનમાં જે આંટીઘૂંટી પડી છે તે થોડી જ કંઈ મારાથી બદલી શકાવાની છે? તે અશકય છે.

હું નિશાળે ભણતી હતી. હું સ્પષ્ટ જ કહું છું હું સ્વરૂપે સુંદર છું. મને સંગીત સારું આવડે છે અને હું એવા માયાળુ સ્વભાવની છું કે બધાંને હું તરત જ ગમી જાઉં છું. નિશાળે ભણતી હતી ત્યારે એકાદ જાહેર મેળાવડામાં એક વખત મેં એક ગીત ગાયું હતું. અને અમારા ગામના જ એક શ્રીમંત ગૃહસ્થના પુત્રને મારા પર પ્રેમ થયો. તે કોલેજમાં ભણતો હતો. સ્વરૂપે સુંદર હતો. તે દિવસથી તે રોજ નિશાળે જતાં આવતાં રસ્તામાં મને મળતો. મને પણ તેના પર પ્રેમ થયો.

અમે રોજ એકમેકને મળવા લાગ્યાં. કામળ પત્રો પણ લખવા માંડયા. તેણે મારા વડીલની પાસે માગું પણ કર્યું, પણ મારા પિતાને તે વખતે હિંદુધર્મનું એવું તો અભિમાન આવ્યું કે, "એક ગોત્ર આવે છે માટે લગન થવાં શકય નથી" એમ તેમણે તેને કહ્યું. બસ થયું. મારી આશા સર્વ વ્યર્થ ગઈ અને મને જે ધ્રાસકો લાગ્યો તેથી મારી સર્વ ભાવના તડાતડ તૂટી ગઈ.

સ્ત્રીઓનું મન કંઈક વિલક્ષણ હોય છે. તેનું મન એકાદ વખત કોઈ પુરુષ પર ચોંટયું તો તે પુરુષની આસપાસ મનની દરેક ઇચ્છા રૂપ તંતુ વડે તે ભાવનાની એક જાળ તૈયાર કરે છે અને તેજ તેનો મિત્ર, સખા, પતિ, આધાર, તેના છોકરાંનો બાપ, તેનો પોષનાર જે બધું હોય તે એક જ, અને તેની પાસેથી જ દરેક જાતના હેતુ પાર પાડવાની તેને મહત્ત્વાકાંક્ષા હોય છે. અને સ્ત્રીઓના સ્વભાવનું એવું લક્ષણ હોય છે કે, તેનો ખરો પ્રેમ એક જ વખત એકાદ

પુરુષ પર થાય છે અને ધારો કે તે પુરુષ તેને ન મળ્યો તો પણ તેના પ્રત્યેનું તેનું આકર્ષણ ઓછું થતું નથી. બીજા પુરુષ પર કદી પણ તે ખરો પ્રેમ કરી શકતી નથી. પણ પુરુષની બાબતમાં એવું નહિ હોય. કદાચ એકાદ સ્ત્રી માટે તેને પ્રેમ થયો તો તે કોઈપણ એકાદ ગુણને લીધે હોય છે. કોઈ એકાદ ઇચ્છા … તેના તરફથી તૃપ્ત કરવાની તે આશા રાખે છે, માટે જ એકી વખતે પુરુષ અનેક સ્ત્રીઓ પર પ્રેમ કરી શકે છે. પોતાની વહાલી સ્ત્રીને પણ તે વિસરી જાય છે અને બીજી સાથે પ્રેમ કરી શકે છે.

મારો જ દાખલો લો ને! પિતાએ લગ્નની ના કહી, એટલે મને મળવાનું પણ બંધ કર્યું. મને લાગ્યું કે તેમને ખોટું લાગ્યું હશે. પણ મારા મામાએ મારા પિતાને કહ્યું કે એક જ ગોત્રમાં લગ્ન કરવાનો કંઈજ વાંધો નથી. ત્યારે પિતાએ રજિસ્ટર લગ્ન કરવા કબૂલ કર્યું અને તે છોકરાને પણ તે પ્રમાણે સંદેશો મોકલ્યો. પણ તેણે તો એવો ઉડાઉ જવાબ આપ્યો કે "મારાથી તમારી છોકરી સાથે લગ્ન કરવાં શક્ય જ નથી. હું તેને ઓળખતો નથી અને મેં તેને જોઈ પણ નથી."

હું તો ચોરની પેઠે મૂગી રહી અને વડીલોના મહેણાં સાંભળી લીધાં. મને થયું કે સ્વભાવે સારો નહિ હોય. કેટલાક દિવસો બાદ તેણે એક બીજી છોકરી સાથે લગ્ન કર્યાં અને તેને લઈને આખા ગામમાં ફરવા પણ માંડયું. મેં મારો પરાજય કબૂલ કર્યો અને મન વાળ્યું ખરું; પણ મારા મનોરથો આ ધક્કાથી ભાંગી પડયા અને ફરી પાછા મારાથી તે કદી પણ ઘડી શકાયા નહિ. મેં તેની આસપાસ કેટલાય હેતુનો ગોફ ગૂંથ્યો હતો! તે ખરાબ સ્વભાવનો હોય તો પણ મારી આશાની રચાયલી જાળીઓ તેમ ને તેમ જ હતી. દોરડી વળી જાય તો પણ તેનો વળ સાબૂત જ રહે છે તેમ મારી આશા અભિલાષા બળી ગઈ પણ હેતુની ગૂંથણી તેમની તેમજ હતી. અને એ આશાયે બધી ભસ્મીભૂત થતાંનો

સાથે જ હેતુની પણ રાખ થઈ પવનની સાથે ઊડી ગઈ. મારાથી ફરી બીજા કોઈ પણ પુરુષ પર પ્રેમ થઈ શક્યો નહિ અને તેના સાનિધ્યની ઉત્સુકતા લાગી નથી.

ત્યાર પછી મને બીજા એક છોકરા સાથે ઓળખાણ થઈ. તેણે લગ્ન કરવા કબૂલ કર્યું. કુળગોત્રની અડચણ નહોતી. ઘર પણ સારું હતું. વડીલોએ અમને થોડી છૂટ આપી અને તે છૂટનો યથેચ્છ ઉપયોગ પણ અમે એક બે વખત કરી લીધો. મારા પિતાએ લગ્નની વાત કાઢી ત્યારે તેના પિતાએ વાંકડા બાબતમાં વાંધો ઉઠાવ્યો. અને પછી તે છોકરાએ કહ્યું કે "વડીલોની મરજીવિરુદ્ધ મારાથી જઈ શકાશે નહિ." મેં ત્યાંથી જ તે પ્રકરણ બંધ કરી નાખ્યું. વાંકડા જેવા અન્યાયી રિવાજ વિરુદ્ધ અમને હડીલા પિતાના લોભની વિરુદ્ધ વર્તન કરવાની જેનાથી હામ ભીડી શકાઈ નહિ એવો બીકુ પતિ મને જરા પણ શોભ્યો નહિ હોત. એક બે વખત મારો પ્રેમભંગ થયો. મને પ્રેમલગ્નનો સારો અનુભવ થયો. પિતાએ શોધેલા ઘરનો મેં મૂંગે મોંએ સ્વીકાર કર્યો અને મારાં લગ્ન એક ડૉક્ટરની સાથે થયાં.

મેં લગ્ન કર્યાં, પણ મને સંસારસુખની હોંશ ન હતી. એ માટે મેં લગ્ન કર્યાં નહોતાં. મારાં માબાપને મારાં લગ્નથી હું પવિત્ર રહી શકું તેની ખૂબ ચિંતા હતી. તે દૂર કરવા માટે હું લગ્ન કરવા કબૂલ થઈ. લોકોની નજરે પણ સારું હતું. છોકરાએ ડૉક્ટરની પરીક્ષા પાસ કરી હતી. દેખાવમાં પણ સુંદર, સ્વભાવે સારો, તેમજ ઘરનો સુખી હતો. મારા આયુષ્યમાં ભૂતકાળમાં પહેલાંના બનાવો બન્યા ન હોત અથવા તો તે વાતોનું મને વિસ્મરણ થયું હોત તો મેં મારી જાતને ધન્ય માની હોત, એટલાં બધાં સારાં માણસો મને મળ્યાં છે.

કોઈ વખત મને એમ પણ થાય છે કે આટલાં બધાં સારા સ્વભાવના માણસો ન મળ્યાં હોત તો સારું થયું હોત. મારી

ભૂખીઇ ભરી હઠ તેમણે ચાલવા દીધી ન હોત. મને ધાકમાં રાખ-વાથી મારો સંસાર સુખી થયો હોત. વખત જતાં મેં તેમાં જ આનંદ માન્યો હોત. મને પુરુષજાત પર કોઈ કોઈ વખત આકર્ષણ થાય છે પણ તેના અપ્રમાણિક સ્વભાવની બીક લાગે છે. મારો પતિ પ્રમાણિક છે; પણ તેના પર મેં વિશ્વાસ રાખવાનું નક્કી કર્યું તો પણ સ્ત્રી તરીકે મારું મન તેના તરફ આકર્ષાતું જ નથી. તેમની સેવાચાકરી હું એટલા અંતઃકરણપૂર્વક કરું છું કે જૂના જમાનાની સીતાસાવિત્રી પણ લજવાઈ જાય.

હું તેમને સંસારસુખ આપતી નથી, તેના બદલામાં હું તેમની બીજી અનેક પ્રકારની સેવા કરી તેમને ઉપયોગી થઈ પડવાનો પ્રયત્ન કરી રહી છું. તેમને પણ એમ લાગતું હશે કે, આપણે કોઈ પણ કારણથી એને સંસારસુખ આપી શકતાં નથી એ વાત સંકોચને લીધે તે મને સ્પષ્ટ કહી શકતી નથી. તો પછી એવી રીતે શા માટે આપણે દુઃખી કરવી જોઈએ ? માટે તે મારી સાથે કોઈ પણ પ્રકા-રની છૂટ લેતા નથી. હું કપડાં બદલવાની હોઉં તો તે ઓરડાની બહાર જઈ બારણા બંધ કરી દે છે. જેમ મોટાં ભાઇબેન વિનયથી વર્તતાં હોય તેવી રીતે અમારું વર્તન હોય છે. હું તેમનાથી દૂર રહેવા પ્રયત્ન કરું છું તે તેમના ધ્યાનમાં કેમ નહિ આવ્યું હોય ? લગ્ન વખતે હું મેટ્રિક પાસ થઈ હતી. તેમનાથી દૂર રહેવાના ઇરાદે મેં કોલેજમાં જવા માટે મને બીજે ગામ જઈ રહેવા માટે હઠ લીધી. રજાના દિવસોમાં કોઈ પણ બેનપણીને ત્યાં અથવા મુસાફરીએ જતી હતી. મને છોકરાં થાય તો કોલેજ છોડવી પડે એ માટે જ હું એમ-નાથી દૂરની દૂર રહેતી હતી. બી. એ. થયા પછી મને ગમતું નથી એમ કહી મેં એક નિશાળમાં નોકરી લીધી છે. સવારમાં હું ઘેર હોઉં ત્યારે તેઓ સવારથી એક વાગ્યા સુધી દવાખાનામાં હોય. બપોરે એકથી પાંચ સુધી તે ઘેર હોય ત્યારે અગીઆરથી પાંચ સુધી

હું નિશાળે હોઉં. સાંજે હું ઘેર આવું ત્યારે તેઓ પાંચથી નવ સુધી દવાખાનામાં હોય. તેમને રોજ રાત્રે ક્યાં ને ક્યાં જવાનું આમંત્રણ હોય જ. મારી ઊંઘમાં ખલેલ પડે એટલા માટે તેઓ દરવાજા પાસેના ઓરડામાં જ એકલા સૂઈ જાય છે. એ સિવાય મારી બેન અથવા ભાણેજને હું જાણી જોઈને જ મારી સાથે રાખું છું.

આવી રીતે અમારી સંતાકૂકડીની રમત ચાલુ છે. મને એકાદ છોકરું થયું હોત તો કદાચ મારું મન સંસારમાં ગૂંચાયું હોત. પણ મને છોકરું થવું શક્ય જ નથી. છોકરું થયું નથી માટે જ હું એક રીતે સુખી છું. કેમકે, છૂટાછેડા લેવાનો વિચાર થયો તો મને આજે છૂટ છે. એકાદ છોકરું થયું તો તો હું જન્મભર જ બંધાઈ જાઉંને?

અમારું મન એકમેક પ્રત્યે ખેંચાવું અશક્ય છે. દિવસે દિવસે તે દૂરનું દૂર જ જાય છે. ગમે તેમ હોય તો પણ અમે પતિપત્ની બે મિત્ર અથવા મૈત્રિણી એકઠાં રહેતાં હોય એવો અમારો નિર્લેપ સંસાર! અમે એકમેકને માટે જીવ આપીએ, મદદરૂપ થઈ પડીએ; પણ તે ફક્ત એકલી મૈત્રીને માટે. ત્યારે હવે એવી સ્થિતિમાં રહે શો અર્થ છે? તે કદાચ દુર્વર્તની હોત તો એમ પણ કહી શકત કે ઘરનું સુખ ન હોવાને કારણે બહાર ફરે છે. પણ તેવુંય કંઈ દેખાતું નથી. પણ તેનો શું ભરોસો? ગમે તેવા પણ તે ડૉકટર, કદાચ એકાદ નર્સ તેને વળગી નહિ હોય તેની શું ખાતરી? અને મારો પણ શો વિશ્વાસ? મારી વાસના કંઈ ઓછી જ મરી ગઈ છે? પેટનાં છોકરાં ભૂખ્યાં રાખી માતાને જેમ જમવાનું ગમે નહિ તેમ જ્યાં સુધી હું તેમને નિરાશ કરું છું ત્યાં સુધી મારાથી તે વિચાર થઈ શકતો નથી. તેમના હાથે કંઈ પણ ગેરવર્તન થયું તો હું મારા નિર્મળાવૃત્તમાંથી મુક્ત થઈશ પણ ખરી?

મારી વાસના હું કેટલા દિવસ અને કેટલી મર્યાદા સુધી દાબી

રાખીશ ? જ્યાં સુધી અમે બન્ને પવિત્ર છીએ ત્યાં સુધી જ સુખ, સમાધાનથી અને સંપથી એકમેકથી છૂટાં થવું સારું એમ મને લાગે છે. પતિપત્ની એક ઘરમાં રહેવા છતાં પણ ખરેખર તે એકમેકથી નિર્વિકાર રહેતાં હોય તો તે મહાન ત્યાગ જ સમજવો જોઈએ. બીજું એ કે માલતીબાઈ પટવર્ધનના કામમાં આવા જ કારણે તમે વકીલ હતા, એટલે છૂટાછેડા મેળવી આપ્યા હતા ને ? તો પછી અમને કેમ નહિ મળે ? તો એનો વિચાર કરી અભિપ્રાય આપશો. પત્રનો ઉત્તર આપશો. વધારે શું લખું ?

લી. × × ×

હું તમને એમ પુછું છું કે, બહેન જીવતી હોય છતાં તેના પતિ સાથે તેની બીજી બહેનથી સંસાર માંડી શકાય કે? તેની લગ્નની સ્ત્રીથી તેના આ વ્યભિચાર સામે કંઈ પણ ઇલાજ ન થઇ શકે? આ બધું હું મારે માટે જ પુછું છું. મારી નાની બહેન તે વખતે સત્તર–અઢાર વર્ષની હતી. મારી ત્રીજી સુવાવડ વખતે મેં તેને મારાં છોકરાંને સંભાળવા માટે મારે ત્યાં મહિનો પંદર દિવસ બોલાવી હતી. પણ તે દરમ્યાન જ તેણે મારા સુખ પર તરાપ મારી. માતપિતા લગનની વાત કાઢતાં ત્યારે તે કહેતી કે, 'બી. એ. થયા સિવાય મારે લગ્ન કરવાં નથી.' મને શું ખબર કે, હું ઘરમાં જીવતી હોવા છતાં અને આટલીવારમાં જ આવું કંઇક કરી બેસશે? અને હવે વળી કહે છે શું કે, એમણે જ મને ફસાવી. અને એ કહે છે કે એ છોકરી જ મારે ગળે વળગી. બન્ને સરખાં જ દુરાચારી! પુરુષે તને ફસાવી! તો તું કંઈ નાની કીકી હતી? આટલી મોટી નાહતી–ધોતી સ્ત્રી તેને આબરૂ સાચવવા જેટલુંય કંઈ ભાન નહોતું? અને તેને કદાચ નાની છોકરી જેવી ગણી શકાય; પણ તમે તો ત્રીસ બત્રીસ વર્ષના હતા તે? તો પછી બે શિખામણના શબ્દો કહી તેને ઠેકાણે આણવી જોઈતી નહોતી? કહે છે કે, એ જ મારે ગળે વળગી! હું તેમની સાથે લગ્ન કરીને આવી છું. કેટલી વિનવણીથી કહું છું છતાં પણ મારી ક્યાં દયા આવે છે! મારો વખત આવે છે ત્યારે કેવા વેદાંતો સાંભરે છે? તબિયત સારી નથી. અશક્તિ બહુ લાગે છે. પણ એ બધું કહ્યે શો ફાયદો? એટલે મેં

તો તે બન્નેની સાથે બોલવાનું જ બંધ કર્યું છે. મારી બહેન બી. એ. થઈને શિક્ષિકા થઈ છે. સો રૂપિયા પગાર કમાય છે. ઘરમાં માબાપનું અને ભાઈનું પોષણ કરે છે, એટલે તેઓ કંઈ તેની વિરુદ્ધ ઓછાં જ બોલવાનાં છે?

મારા ઘરમાં તેની એકસરખી જ ગુસપુસ ચાલતી જ હોય છે. તે હવે ત્રીસ-પાંત્રીસ વર્ષની થઈ છે, અને એમની ઉંમર કંઈ નાની નથી. એ પણ પચાસની હદે આવી પહોંચ્યા છે. તો પણ તેની સાથે નાના બાળકની પેઠે ઘરમાં ગમે તેમ નાચકૂદ કરે છે. અને મને શું કહે કે, હું હવે ઘરડો થયો છું. મેં પેલીને કહ્યું કે, તું લગ્ન કેમ કરતી નથી? તો તે કહે છે કે, "તારા વરે જ મને ફસાવી, હવે મારી સાથે લગ્ન કોણ કરે? લગ્ન કરવું જ હશે તો હું એમની સાથે જ કરીશ. અને તે લગ્ન કરવા તૈયાર પણ થયા છે. પણ હું જ ના કહું છુ. તું જો મારી સાથે આમ ગુસ્સો જ કરશે તો તો જરૂર હું એની સાથે લગ્ન કરી નાંખીશ અને હક્કથી ઘરની માલિક બની સુખે સંસાર ભોગવીશ." હવે એની સામે હું શું બોલી શકવાની હતી? અને એ પણ લાજમર્યાદા ઊંચી મૂકી જરૂર લગ્ન કરવા તૈયાર થશે? નહિ તો પણ જ્યારથી આનું પગલું મારા ઘરમાં આવ્યું ત્યારથી જ ધીમેધીમે મારી સાથે બધો વહેવાર એમણે ઓછો જ કરી નાખ્યો છે. કામ પુરતા જ ઉપરઉપરથી એકાદ બે શબ્દો બોલતા તે પણ તેમણે હવે બંધ કર્યું છે. હું ભણેલી નહિ હોઉં તો પણ આટલી બધી અણમાનીતી કેમ થઈ કોણ જાણે? હવે એમની તબિયત પણ સારી રહેતી નથી તો ઉપરનો વિચાર કદી ન બની શકે. એવો નાદ છોડી દેવો જોઈએ? અમારે ચાર છોકરાં છે તેનું શું થશે તેની જ મને અહોરાત્ર ચિંતા થાય છે.

પેલીને પણ અમારી દયા કેમ નહિ આવતી હોય? પુરુષની તબિયત સામે સ્ત્રીઓને જોવું ન જોઈએ? પણ એને કોણ કહે!

એના એ વિચારોમાં જ મારા રાતદિવસ જાય છે. હાલ હું એ બાબતમાં એક પણ શબ્દ બોલતી નથી. પણ આ બન્નેએ તો લાજશરમને પણ ઊંચી મૂકી દીધી છે. હું તો જાણે આ જગતમાં છું જ નહિ એ પ્રમાણે એમણે ઘરમાં ધીંગાણાં શરૂ કર્યાં છે. મારાં છોકરાંને પણ એના વડીલ પાસેથી આ જ ધડો લેવો રહ્યો? આડોશીપાડોશી કહે છે કે 'તમે બહુ જ ગરીબ છો માટે એ બન્નેનું આવું વર્તન ચાલે છે.'

હું મનમાં વિચાર કરું છું કે, તેમણે મને ઘરમાંથી કાઢી મૂકી તો પછી હું શું કરું? હું કંઈ ભણેલી નથી તેમ મને કોઈ કળા કે ઉદ્યોગ આવડતો નથી. તો પછી પેટ કયાં ભરવું? અને બીજું એ કે, છોકરાંને છોડીને મારાથી ઘરબહાર પણ કેવી રીતે જઈ શકાય? આનો કોઈ પણ રસ્તો નહિ નીકળે? અમારા ગામમાં આવી જ એક હકીકત બની હતી. આ જ પ્રમાણે મોટીબેનના વર સાથે નાની બેને સંબંધ જોડયો હતો. કોઈ પણ ઉપાયે બન્ને કંઈ સાંભળતાં જ નહોતાં. આખરે નાનીબેનના પતિએ ફોજદારી કરવાની ધમકી આપી એટલે ગભરાયાં. પણ મને કોઈએ કહ્યું કે તે નાનીબેન પરણેલી હતી. પરણેલી સ્ત્રી સાથે બીજો પુરુષ સંબંધ બાંધે તો તે ગુનો ગણાય. કુંવારી સાથે સંબંધ બાંધે તો તે ગુનો ન ગણાય. આ વાત ખરી છે? મને નથી લાગતું કે, આવો બાંડ-પણભર્યો વિચિત્ર કાયદો હશે! તો યોગ્ય સલાહ આપશો. રસ્તો નીકળશે તો ઠીક, નહિ તો પછી હું તો સહન કરતી આવી છું. પત્રનો ઉત્તર આપશો.

લી. આપની × ×

પત્ર ૧૯ મો. દેશી કજોડું

સ્ત્રીવર્ગના હિત વિષે તમે ઉત્સાહપૂર્વક ચળવળ કરો છો તે જ પ્રમાણે વૈવાહિક જીવન માટે પણ તમે વિચારપ્રવર્તક લેખ લખો છો. માટે જ મેં તમારી સલાહ લેવા ધાર્યું છે. બરાબર આપના અભિપ્રાય પ્રમાણે જ હું વર્તીશ.

મારી પહેલી સ્ત્રી જીવે છે. છતાં પણ હું બીજું લગ્ન કરનાર છું. પણ હું નિષ્ઠુર છું, પત્નીના સુખનો નાશ કરનાર રાક્ષસ છું, એવી નકામી હોહા કરે નહિ માટે હું મારી પહેલી પત્નીને લગ્નબંધનથી મુક્ત કરવા માટે ગમે તે કરવા તૈયાર છું. શ્રી. યશવંતીના વિવાહ માટે જે ટીકા થઈ હતી તે મને લાગે છે, આ જ કારણથી થઈ હતી. પહેલી પત્નીને મુક્ત ન કરી ને પોતે જ બીજાં લગ્ન કરી લીધાં. હું પહેલાં જૂના વિચારનો હતો. સ્ત્રીને તો શું પણ પુરુષને સુદ્ધાં એક લગ્ન પછી બીજાં લગ્નનો અધિકાર ન હોવો જોઇએ, એવા વિચારોના માણસોમાંનો હું એક હતો. પણ મારા વૈવાહિક જીવનના માર્ગમાં મને જે નિરાશા થઈ તેને લીધે હું તદ્દન સુધારક થયો. એકમેકની સંમતથી જો બન્નેને અથવા એકને પણ સુખ મળતું ન હોય તો પછી એવો નીરસ સંબંધ તરતજ તોડી નાખી પતિપત્નીએ જુદાં થઈ જવું એવા મતનો હવે હું બન્યો છે.

હિંદુશાસ્ત્ર પ્રમાણે મારાથી આજે અનેક લગ્ન કરી શકાય તેમ છે પરન્તુ લગ્ન વખતે આપેલા કોલને પ્રમાણિકપણાથી વળગી

રહેવાના મારા આગ્રહને લીધે જ મારાથી તે માર્ગ લઈ શકાયો નહિ. બીજું શું, પણ મેં કદી પરસ્ત્રીનો સંગ કર્યો નથી. મેં આજસુધી પ્રમાણિકપણે રહી અનેક પ્રકારની વાસનાને દબાવી રાખી છે. મારું વ્યક્તિત્વ પણ ધૂળમાં મેળવ્યું છે. પરાક્રમથી પરાઙ્મુખ થયો છું. એ બધું ધ્યાનમાં લેશો તો તમને પણ લાગશે કે મેં મારા પ્રમાણિક આયુષ્યની પૂરેપૂરી કીમત આપી છે.

મારી અને મારી પત્નીની વચ્ચે જો એકાદ બે નજીવી વિષમતા હોત તો મેં જરૂર મૂંગે મોંએ તે સહન કરી હોત. હું મોટો પદવીધર, નામાંકિત, સાહિત્યકાર, સાર્વજનિક કાર્યકર્તા, લોકપ્રિય આગેવાન હોઈ મારા આચારવિચાર તદ્દન નવા છે. તો પછી ભણેલી સુધરેલી ઊંચા વિચારની એવી હોશિયાર સહચારિણીની મને કેટલી જરૂર હશે તે કહેવાની કંઈ જરૂર નથી. લગ્ન વખતે મારી પત્ની બેત્રણ ચોપડી ભણી હતી. આગળ અભ્યાસ માટે ઘણા પ્રયત્નો કર્યા પણ 'ભણીને શું કામ છે' એવી હઠથી તે કશું જ ભણી નહિ. છે પણ તે મંદ બુદ્ધિની, તેથી ફક્ત ગુજરાતી સાહિત્ય વાંચીને સારા સંસ્કાર પ્રાપ્ત કરવા પણ તેને શક્ય નથી. તદ્દન જૂની ઢબની, જૂના સંસ્કારમાં ઉછરેલી, અશિક્ષિત, મતિમંદ અને હઠીલી પત્ની સાથે મેં ગયાં પંદર વર્ષ કેવી રીતે કાઢયાં હશે તે હું જ જાણું !

હું માંસાહારી તો એ વ્રત ઉપવાસવાળી! હું મિશ્રિત પાર્ટીમાં જનારો તો એ કથા-કીર્તનમાં જનારી! હું સાહિત્ય, રાજકારણ, સમાજશાસ્ત્ર, ઇત્યાદિ વિષયોમાં મગ્ન થઈ જાઉં છું, મળવા આવેલા સ્ત્રીપુરુષો સાથે વાદવિવાદ કરું છું તો તે આડોશીપાડોશીની નિંદા કરતી હોય છે, અથવા તો કોઈક સ્તોત્ર ગણગણતી હોય છે. પહેરવેશમાં પણ જરા સરખોય ફેરફાર કરવા તૈયાર નથી. લૂગડાનો છેડો માથા પરથી નીચે રાખવો અને માથું ઉઘાડું રાખવું એ એને બ્રહ્મહત્યા સમું લાગે છે.

એટલે હું તેને મારી સાથે કદી બહાર લઈ જતો નથી. પણ તેથી તે મારા પર ગુસ્સે થાય છે. વારુ. રાત દહાડો મને ટાંણો મારી બોલવાની તેને ટેવ જ પડી છે. નોકરચાકરને પણ મારા વર્તન માટે તે ભળતું જ પૂછતી હોય છે. કંઈ ને કંઈ આરોપ મારા પર મૂકે છે. પ્રત્યક્ષ સંસારસુખ માટે પણ એટલી જ નિરાશા! તે શરીરે હૃષ્ટપુષ્ટ અને હું કૃશ. તે ઊંચી, તો હું તેના પ્રમાણમાં ઠીંગણો. તે લઠ તો હું નાજુક! એ રીતે અમારી શરીરરચનામાં જેટલો આસ્માનજમીનનો ફેર છેઃ તેટલો જ વાસનામાં પણ છે. કોઈ પણ બાબતમાં અમે એકમેકને અનુરૂપ નથી. તો પછી આવી લગનગાંઠ ક્યાંસુધી ટકશે? મને આ બધી જ વાતનું અત્યંત દુઃખ થાય છે.

મારું રોજનું કામકાજ કરવા પૂરતું પણ મારું મન સ્વસ્થ રહેતું નથી. તે પણ મારી સંગતિથી જરા સુખી નથી. બન્નેના સુખ માટે અમારે છૂટા થવું એ જ સારું. એનો શું ભરોસો! અમારા બંનેમાંથી કોઈની બુદ્ધિ ફરી તો! અને વિસંવાદનો પ્યાલો તો એટલો છલોછલ ભરાયો છે કે વાસનાના ધક્કાથી તે ક્યારે ઢળી જશે તેનો જરાયે ભરોસો નથી. અમે છૂટાછેડા લઈશું તો ફરી અનુરૂપ માણસના સહવાસથી સુખી થઈશું. તમે કહેશો કે મારી પત્નીને પુર્નલગ્ન કરવાં શક્ય થશે ખરાં? પરંતુ તેને છૂટાછેડા મળ્યા કે જરૂર તેનાં લગ્ન થશે. તે સ્વરૂપે સુંદર છે, તેના દૂરના એક સગા હમણાં જ વિધુર થયા છે, તે પણ શરીરે, સંસ્કારે ને વાસનાએ તેના જેવા જ છે.

તે હમણા અમારે ત્યાં આવે જાય છે. તેમનાં મન એક બીજા પ્રત્યે આકર્ષાયાં હોય પણ કદાચ! તેની સાથે અથવા બીજા સાથે તેણે લગ્ન કર્યાં તો મને જરાપણ માઠું લાગવાનું નથી. ઊલટો હું તેને પૈસાની મદદ કરીશ. ધારો કે છૂટા-

છૂડા લીધા પછી તેનાં લગ્ન કોઈ સાથે થયાં નહિ અને એને એમ જ રહેવું પડ્યું, તો પણ તેના ભરણપોષણ માટે તમે કહેશો તે યોગ્ય બંદોબસ્ત કરી આપવા હું તૈયાર છું. ઈશ્વર કૃપાથી મારી આર્થિક સ્થિતિ સારી છે. મને અને તેને બનતું નથી, તો પણ તે પ્રેમાળ સ્વભાવની છે. હઠીલી હશે, પણ નિષ્કપટી છે. અને તે મારી પત્ની તરીકે આટલાં વર્ષો સુખે રહી તો હવે પછી કોઈપણ જાતનું કમીપણું તેના સુખમાં હું આવવા દઈશ નહિ. તેના ને મારા સ્વભાવમાં બનતી રાસ નથી, પણ એ વાત કંઈ અમારા હાથની નથી. અને મારી નિરાશા માટે તેનો એકલીનો જ દોષ કાઢી તેને રઝળાવવી અથવા રઝળતી જોવી એ મોટું ક્રૂરપણું ગણાય.

તો આવી પરિસ્થિતિમાં અમને છૂટાછેડા મળવા શકય હોય તો હું વડોદરા આવીને રહેવા તૈયાર છું. વતની થવા માટે સાધારણ કેટલી મિલ્કત બતાવવી પડે અને કેટલા દિવસ ત્યાં રહેવું પડે તે જણાવશો. બીજો એક મુદ્દો પૂછું છું. અમે બન્ને બ્રિટિશ હદમાં જનમ્યાં છીએ. લગ્ન પણ ત્યાં જ થયાં છે. તો અમે વડોદરે લીધેલા છૂટાછેડા અહીં કાયદેસર ઠરશે કે નહિ? કોઈપણ કાર્ય કરવું તો તેનાથી બન્નેને સંરક્ષણ અને સુખ મળવું જોઈએ. તમારા અભિપ્રાયની ફી જણાવશો, તે મોકલી આપીશ. જો રૂબરૂ મળવાની જરૂર હોય તો મળી જઈશ. તમે એક દિવસ મુંબઈ સુધી આવી શકશો? અલબત્ત, ગાડીભાડું હું આપીશ. કાગળનો જવાબ આપશો. એ જ વિનંતી. મારું ખરું નામ હું તમને રુબરુ કહીશ. ત્યાંસુધી નીચેને સરનામે કાગળ લખશો. મારું નામ બહાર ન પડે માટે આ માર્ગ લીધો છે.

એજ લી. × ×

## પત્ર ૨૦ મો.　　　　　　　　　　સુધરેલા સ્વામી !

વિ. વિ. કે મારી પુત્રીની હકીકત ઘણી જ દયાજનક છે. હું એક ગરીબ વિધવા છું, મારી છોકરી સુંદર સિવાય મારે દુનિયામાં કોઈની માયા નહોતી. છોકરી સાધારણ ભણેલી અને સુંદર હોવાથી તેનાં લગ્ન વાંકડો ભરીને કર્યાં. અમે જૂના વિચારનાં માણસો—કાંદા, લસણ પણ અમને ખપે નહિ, તો પછી બીજું બધું ખાનારા માણસો સાથે તે અમને શી રીતે ફાવે? છતાં પણ એકાદ બે વર્ષ તો મારી છોકરીએ સુખશાંતિથી ગાળ્યાં. જમાઈએ પણ તેના સાદા ખોરાક માટે કોઈ જાતની હરકત ઉઠાવી નહિ. પછી જમાઈરાજ ચાર પાંચ વર્ષ અમેરિકા અને જાપાન જઈ પુષ્કળ પદવીઓ લઈ આવ્યા અને લાહોરમાં તેમને હજાર રૂપિયાના પગારની નોકરી મળી અને મારી સુંદર પણ ત્યાં ગઈ.

સુંદરના પિતાને તેમ જ મને અભક્ષ પર ઘણી જ ચીડ ચડતી અને અમારા સહવાસને લીધે સુંદરને પણ તેનો કંટાળો હતો. જમાઈરાજ તો અમેરિકાથી આવ્યા પછી બધું જ ખાવા મંડયા હતા. પહેલાં પહેલાં તો તેણે સુંદરને ઇંડાં ખાવા માટે ઘણું-ઘણું કહેવા માંડયું પણ કંઈ વળ્યું નહિ. સુંદર ઇંડાંને હાથ પણ અડકાડતી નહિ. એક દિવસ જમાઈરાજે તેના ઉપરી અધિકારીને સજોડે જમવા માટે બોલાવ્યા હતા. સુંદર પણ ટેબલ પાસે બેઠી; પણ કંઈ જ ખાતી નહોતી. અધિકારીની પત્નીએ જમાઈરાજની ઘણી ઠઠ્ઠા કરી અને કહ્યું: ' તમારા જેવા પરદેશ જઈ આવેલા અને

સુધરેલા, સુસંસ્કૃત પુરુષની સ્ત્રી આટલી બધી સનાતની હોય એ તો ઘણું જ આશ્ચર્ય કહેવાય !'

*આ સાંભળીને જમાઈરાજનો પિત્તો ઊછળી આવ્યો. સમજાવી કહેવાથી સ્ત્રી સમજતી નથી, એટલે તેમણે લાકડીનો ઉપયોગ કરવા માંડયો. તો પણ મારી છોકરીનો નિશ્ચય ડગ્યો નહિ. પારકાનો મત સહન કરવાનો ગુણ આટલા બધા સુધરેલા ગણાતા માણસમાં જરા પણ ન હોય એ આશ્ચર્યની વાત નહિ? પણ મારા જમાઈરાજે તો અસહિષ્ણુતાની હદ કરી. 'માંસ નહિ ખાવું હોય તો અન્નનો એક કોળિયો પણ તને મળશે નહિ' એમ સાફ સાફ સંભળાવી દીધું. છોકરીએ પણ હઠ પકડી. આખા દિવસમાં તેણે અન્નનો દાણો પણ ખાધો નહિ.

છતાં પણ જમાઈરાજે કહ્યું, 'જોઉં તો ખરો કે કેટલા દિવસ ઉપવાસ કરશે? પેટમાં આગ લાગશે એટલે એની મેળે આવશે ઠેકાણે.'

એમ ને એમ ચાર પાંચ દિવસ નીકળી ગયા. બેઉમાંથી એકેયે નમતું આપ્યું નહિ. સુંદર ઉપવાસને લીધે અશક્ત થઈ પથારીવશ પડી ત્યારે પતિની આંખ ઊઘડી. તેણે સાબૂદાણાની કાંજી કરાવી તેને આપી, પણ તેણે તે પીવાની ચોખ્ખી ના કહી દીધી. 'કાંજીમાં કંઈ પણ વાંધા પડતી વસ્તુ નથી.' એમ જમાઈરાજે કહ્યું, પણ તેણે કહ્યું, 'જે માણસે પોતાની સ્ત્રીને છ છ દિવસ ઉપવાસી રાખી તે માણસના હાથનો પાણીનો એક ઘૂંટડો પીવાની પણ મારી ઇચ્છા નથી.'

મારા પર તાર આવ્યો એટલે હું તેને ઘેર ગઈ. જોયું તો તે તદ્દન અશક્ત થઈ ગઈ હતી. ઘરમાં જાણે તે ઢોર હોય એમ તેને નાખી મૂકી હતી. કોઈ તેની સાર—સંભાળ લેતું ન હતું. મને ક્રોધ અને દયા આવી ગયાં. હું ગળગળી બની ગઈ, પણ હિંમત રાખીને

મેં એકદમ અડધો કપ દૂધ લઈ મેં મારે હાથે તેને પાયું; પણ પીતાંની સાથે જ તેને ઊલટી થઈ ગઈ. મોસંબીનો રસ પાયો તો તે પણ નીકળી ગયો; એટલે તો જમાઈરાજને ઘણી જ ફિકર થવા માંડી. તેમણે ડૉકટરને બોલાવ્યો. ડૉકટરે તપાસીને કહ્યું કે, ઉપવાસ કરવાથી આ બાઈના આંતરડા પર અસર થઈ ગઈ છે અને નાડી પણ ધીમી પડી ગઈ છે. ઉપચાર કરી જોઉં છું. ઈન્જેકશન મૂકયાં, ઘણુંય કરી જોયું, પણ જરાય ગુણ લાગ્યો નહિ. ઊલટી તેની શક્તિ વધુ ને વધુ ક્ષીણ થતી ગઈ અને ચાર પાંચ દિવસમાં તેણે પ્રાણ છોડયો.

ત્યારે માત્ર જમાઈરાજને ઘણું માઠું લાગ્યું. મેં તેમને કહ્યું: ‘ભાઈ, મત—સ્વાતંત્ર્ય ફક્ત પુરુષોને માટે હોય અને સ્ત્રીઓને નહિ? જો તમે થોડી ઘણી સહનશીલતા રાખી હોત તો મારી એકની એક છોકરી મને આજે છોડી ગઈ ન હોત. તમારે શું? એક સ્ત્રી ગઈ તો બીજી કરશો; અને તે પણ ગુલામગીરીમાં રહે એવી ખાતરીની!”

સંસારમાં એકમેકની ભાવના ન દુખાવતાં સમજીને રહીએ તો જ સંસાર સુખી થાય છે. મારી સમજ પ્રમાણે મારા જમાઈએ મારી છોકરીનું ખૂન કર્યું છે. આવા ખૂની પતિને નવાં લગનની બંધી કરવા માટે કોઈ કાયદો પાસ કરાવી નિરપરાધી સ્ત્રીઓને બચાવવાનો યશ લેશો એવી વિનતિ છે.

લિ.........

## પત્ર ૨૧ મો. ઘર કે નરકાગાર

**મને** એક બે માણસે કહ્યું કે સ્ત્રીઓને તમે કાયદાની સલાહ મફત આપો છો માટે પત્ર લખું છું. ખરું પૂછો તો, હું આજે પત્ર લખું છું તે એક રીતે તો પરોપકાર માટે જ છે. મારા મહોલ્લામાં મારી એક પાડોશણ બહેનપણી રહે છે. તેને માટે મને ઘણું દુઃખ થાય છે અને તેને કંઈક પણ મદદ કરવાની ઇચ્છા થાય છે. મારા પતિને પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે પતિપત્નીની ભાંજગડમાં પડવાનું આપણને શું કામ છે?

હું એમ ધારું છું કે, ઇતર માણસો પોતાનું તટસ્થપણું છોડી દઈ પતિપત્નીની ભાંજગડમાં પડશે તો જ અમારાં સ્ત્રીઓનાં દુઃખ ઘણાં ઓછાં થશે. પહેલાં અમે રહેતાં હતાં તેની સામેના ઘરમાં એક સોની રહેતો હતો. રાત્રે દશ અગિયાર વાગે દારૂ પીને તે ઘેર આવતો અને બૈરી—છોકરાંને એટલું બધું મારતો કે બિચારાં ઢોરની પેઠે બરાડા પાડતાં. અમારું કાળજું ચીરાઈ જતું. હું મારા પતિને કહેતી તો તેઓ કહેતા કે, આપણું કોણ સાંભળનાર છે? છતાં પણ મેં પોતે જ તેમને પોલીસ ચોકી પર મોકલ્યા અને તે પોલીસને બોલાવી લાવ્યા. તેણે કહ્યું કે, પતિ પત્નીની તકરારમાં મારાથી પડી શકાય તેમ નથી. માર મારવા માટે જોઈએ તો પત્ની ફરિયાદ નોંધાવી શકે છે.

બીજે દિવસે તે બાઈને મેં એક બાજુ પર બોલાવી કહ્યું, 'ફરિયાદ કર.' તે રડી પડી અને બોલીઃ 'વરસાદથી ભીંજાવું અને પતિનું મારવું તેની ફરિયાદ કોણ સાંભળે? અને ધારો કે ફરિયાદ

કરું તોયે શું ? આજે મને તેમ જ છોકરાંને લૂખો સૂકો રોટલો મળે છે તે પણ જતો રહે. પેટના માર કરતાં વાંસાનો માર ખાવો પરવડશે. અમે શું કરી શકીએ એમ હતું ?' પણ શું એ ખરું છે કે, પતિવિરુદ્ધ પત્નીથી કોર્ટમાં ફરિયાદ ન થઈ શકે ? પણ મારી હકીકત તો લખવાની એમ જ રહી ગઈ. હું મારી પડોશણ બહેનપણી માટે પૂછવાની હતી, માટે તેની હકીકત લખું છું.

બહારથી જોનારને પતિપત્ની સુખી દેખાય છે. પતિને પગાર પણ સારો મળે છે. બન્ને યુવાન છે. વારુ, તે સ્ત્રી અતિશય સહનશીલ હોવાને કારણે તદ્દન જીવ પર આવી પડયું ત્યાં સુધી તેણે મારી આગળ પણ કહ્યું નહિ. અમે સાંભળ્યું તો હતું કે તેનો ધણી ભટકેલ છે. મને લાગ્યું કે, ઘણાં દિવસો પહેલાંની એ વાતો હશે. પણ પછી એક એક વાતો ભળતી જ સાંભળવામાં આવી, અને તે સમજવાનું કારણ પણ મળ્યું.

મારો ભાઈ અને ભાભી બન્ને દાક્તર હતાં અને અમારા જ ગામમાં ખાનગી દવાખાનું ચલાવતાં હતાં. મારી પાડોશણ તેમની જ દર્દી હતી. એક છોકરાની નાનપણમાં જ આંખ જતી રહી હતી અને બીજા છોકરાને શરીર પર પૈસા જેવડાં લાલ લાલ ચાઠાં પડયાં હતાં અને ફોલ્લા થયા હતા, એટલે અમે ઘરનો ઉપાય કરી જોયો. છેવટે હું જ તે છોકરાને અને તેની માને ડોકટરને ત્યાં લઈ ગઈ. મારી ડૉ. ભાભીએ તેનું કારણ સમજાવ્યું. હું તો છક્ક જ થઈ ગઈ.

પુરુષ ભટકેલ હોવાથી કંઈક ખરાબ રોગ થયો છે અને રોગને કારણે આવી પ્રજા ઉત્પન્ન થઈ છે, એમ ભાભીએ કહ્યું. મોટા છોકરાની આંખ ગઈ, નાનાને ફોલ્લા થયા અને તેની માતાને મારી ભાભીએ તપાસી તો તેને પણ એ રોગ લાગુ પડયો હતો. મેં જ ભાભીને કહીને એને ઈન્જેકશન આપીને સારી કરી. છોકરાંને પણ સારાં કર્યાં, પણ તે સારી થઈ તેનો શું ઉપયોગ ? તેનો ધણી સારો થાય ત્યારે ને ? વળી, તેને દવા કરવાનું

કહીએ ત્યારે પરેજી પાળવી નહિ અને બહારનો નાદ છોડવો નહિ. તો પછી તેનો રોગ કેવી રીતે મટે?

એને છૂટા રહેવાનું કહીએ તો પણ તે માને નહિ અને કોઈ કોઈ વખત માર મારતો સંભળાય. છેવટે એક દિવસ મેં હિંમત કરીને તેને પૂછ્યું, ત્યારે તે ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. "મારી દેહ સળગી ગઈ તેનું તો કંઈ નહિ, પણ હવે મારે એક પછી એક અપંગ રોગી છોકરાંને જન્મ નથી આપવા. માટે જ કહું છું કે મારે હવે એ નથી જોઈતાં અને જે કંઈ તમારે બહારનો વહેવાર કરવો હોય તે કરો, તો તેની આડે હું આવવાની નથી. પણ એ બધું સાંભળે ત્યારે ને? વારુ, બહારનો વહેવાર છોડવાનું કહીએ તો તે પણ સાંભળતા નથી. શું કરવું તે મને કંઈ સમજાતું નથી. આવાં અપંગ છોકરાં સામે જોઈને મારું તો કાળજું કપાઈ જાય છે, પણ તેમને તો કોઈ જાતનો વિચાર જ નથી, અને જો 'ના' કહીએ તો મારઝૂડ કરવાની જ વાત."

વધારે શું લખું? તે સ્ત્રીના બોલેલા જ શબ્દો મેં લખ્યા છે, આ ઉપરથી તમે સમજશો જ. પૂછવાનું એમ કે, આવી સ્થિતિમાં તેનાથી તેના પતિનો વિરોધ કરી શકાય કે નહિ? અને તે જો મારઝૂડ કરે છે તો અટકાવી શકાય કે નહિ! તેનો કરુણ સંસાર જોઈને મને તો અત્યંત દુઃખ થાય છે. મારી બહેનપણી અતિશય સહનશીલ છે. પતિવ્રતા ધર્મનો ભળતો જ ખ્યાલ નાનપણથી જ અમારાં માબાપે રાતદિવસ અમારા કાનમાં ઠોકી બેસાડ્યો હોય છે, તેનું પરિણામ એ આવે છે કે ગમે તેવો પતિનો નરકવાસ હોય તો તે પણ અમે મૂંગે મોંએ સહન કરીએ છીએ. આનો કંઈ જ ઉપાય નથી? ઉપાય હોય તો જણાવશો. તેનો ને મારો સંબંધ તૂટી જાય તોયે હરકત નહિ. મારી બહેનપણી માટે હું ગમે તે કરીશ, માટે પત્રનો ઉત્તર પરોપકાર જાણી આપશો.

એન્જ લી. × × ×

પત્ર ૨૨ મો. દુરાચારનું મૂળિયું

હું હમણાં હમણાં સ્વાવલંબી થઈ ત્યારથી 'સ્ત્રીજીવન' માસિક મારા જોવામાં તેમ જ વાંચવામાં આવે છે. જો કે હું કાનડા દેશની રહેનારી છું, છતાં પણ મને ગુજરાતી સાહિત્ય બહુ જ ગમે છે. 'સ્ત્રીજીવન' માસિકમાં કેટલાંક અભાગી ભાઇબેનોના પત્રો મારા વાંચવામાં આવ્યા. એ પત્રો "કજોડાં" એ મથાળા નીચે આવે છે. એટલા માટે મારી પોતાની કેટલીક વિગતો મોકલું છું. કૃપા કરીને યોગ્ય માર્ગ બતાવશો તો હું ખરેખર તમારો આભાર માનીશ.

મારો જન્મ ગરીબ પણ સજ્જન કુટુંબમાં થયો હતો. કાનડી નિશાળમાં મારો છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ થયો. સામાજિક રૂઢીને વશ થઈ અને મને સુખી કરવાના હેતુથી, મારા કાકાએ એક પચાસ વર્ષના વિધુર સાથે તેર વર્ષની ઉંમરે મારાં લગ્ન કરી નાખ્યાં. મારી અજ્ઞાન દશામાં આ સંસ્કાર થયો. મારું ખીલતું યૌવન અને તેમનું ઊતરતું વૈષયિક જીવન; એટલે વિવાહિત કુમારિકા હોવાનો મારે પ્રસંગ પડયો.

તેમાં વળી હું શરીરે મોટી, દેખાવે સુંદર, એટલે તેમણે મારી ખૂબ જ ખબરદારી લેવા માંડી. મારું ગળું કાપવાને લીધે જેમ જેમ મારો સંતાપ વધતો ચાલ્યો અને મારા દુઃખને મોઢા વાટે મેં માર્ગ આપ્યો, તેમ તેમ મારી સામે તે વધુ ને વધુ ધૂરકવા લાગ્યા અને સંતાપ કરવા લાગ્યા.

મેં ક્રોધ સમાવવા બહુ જ પ્રયત્ન કર્યો; પણ મારી વધતી જતી વિષયવાસનાથી મારો ઘાત કરનાર પતિરાજને જોઈ હું માથેથી પગ સુધી બળી જતી. મને વિધવાઓની અદેખાઈ પણ આવવા લાગી. આમાં મારો દોષ કે કુદરતનો ? કંઈ સમજાતું નથી ! પણ લગ્ન થયાં છતાં હું તો કુંવારી જ રહી. આમ ને આમ પ્રત્યેક વખત થવાથી મારો વિકાર અને મારી ચીડ પણ એક સરખાં વધવા લાગ્યાં. મારા વધતા જતા વિકારને વૈરાગ્યશીલ બનાવવા માટે ને મને ઉપદેશ કરતા : " વિષયસુખ એ પાપ છે." હું કહેતી કે આ ઉપદેશ તમે અઢાર વીસ વર્ષની તમારી પૌત્રીને કરો છો. અને પોતે સાઠ વર્ષે વિષયસુખ માટે એક કુમારિકાનું ગળું રેંસી નાખ્યું; અને હજી પણ ઉત્તેજક દવાઓ રોજ ખાવ છો." મનમાં એમ થાય છે કે, જે હાથ આવ્યું તે ઉપાડી લઈ ડોસાનું કાટલું કાઢી નાંખું અને હું પણ એ જ રસ્તો લઉં.

કુદરતે મને વિકારને સ્વાધીન કરી અને તેમના તરફની સૂગથી પાપનો ભય મારા મનમાંથી કાઢી નાખ્યો. મને નહિ મળેલું સુખ મેં ચોરીછૂપીથી મેળવવા માંડયું. 'પાપને વાચા ફૂટે છે' એ કહેવત પ્રમાણે મારું પાપ પ્રગટ થયું. મને કંઈક દિવસો ચડચા છે એમ પતિરાજને ખબર પડી. તેમણે મને પૂછયું. એવી વાત પતિ-પત્ની એકમેકથી ઓછી જ કંઈ છૂપી રાખવાનાં હતાં ? મેં બધી વાત કબૂલ કરી, અને પરિણામ એ આવ્યું કે, બીજી જ ક્ષણે તેમણે મને હાથ પકડી ઘરબહાર કાઢી મૂકી.

મને માબાપ તેમજ નજીકનું સગું કોઈ જ નહોતું. મારા સુખ પર કન્યાદાન નિમિત્તે પાણી મૂકનાર કાકાને કંઈ મારી ઓછી જ દયા આવવાની હતી ? એટલે મને તેમને ત્યાં જવાનું પણ મન થયું નહિ. હું એમ જ ઘર બહાર નીકળી. ખરાબ લોકોની સંગત અને દુરાચારનો આશરો એ જ હવે મારે માટે રહ્યું હતું. પણ તે વખતે મને ભવિષ્યના જીવનમાં પડનારા દુઃખની કલ્પના નહોતી.

છોકરાની વ્યવસ્થા કરતી વખતે મને ખરું દુઃખ સમજાયું. મને લાગ્યું કે, આના કરતાં તો અફીણ ખાઈને જીવનો અંત આણ્યો હોત તો આવા સંકટમાં ન આવી પડત.

જીવન સ્વાવલંબી, પણ માર્ગ કાંટાળો. વેષ જુવાનીનો પણ હેતુ સન્માર્ગનો. આવી કંઈક વિચિત્ર પરિસ્થિતિમાં હું સપડાઈ ગઈ કે, ભૂતકાળના જીવન તરફ જોવાની મને હિંમત જ થતી નહોતી. ભવિષ્યમાં કંઈ આશાભર્યું દેખાતું પણ નહોતું. ફક્ત વર્તમાનકાળનું શારીરિક સુખ અને તેમાંથી મળનારું ક્ષણિક સુખ એ તરફ જ હું ધ્યાન આપતી હતી. મારાં ઘણાં વર્ષો ગર્વિષ્ટપણે મેં દુરાચારમાં જ ગાળ્યાં. સમાજની સહાનુભૂતિ આ પહેલાં જ હું ગુમાવી બેઠી હતી. મેં વિચાર કર્યો કે, કુમારિકાનું બલિદાન ચાલતા બોલતા હાડપિંજરને દેનારા સમાજની બીક પણ શું કામ રાખવી? મારામાં દુરાચારવૃત્તિ જાગી અને મારા આયુષ્યની હોળી કરનારા પતિ પર વેર લેવા માટેના ઉદ્ધત વિચારે હું ગામમાં અને પતિના ઘરની પડોશમાં જ ગમે તેમ વર્તવા લાગી.

છેવટે કોઈની મદદની અપેક્ષા ન રાખતાં સ્વતંત્ર વૃત્તિથી અને બેપરવાઈથી રહેવાની હિંમત કરી. મારામાં મૂળથી પાપવૃત્તિ નહોતી, પરંતુ ફક્ત પરિસ્થિતિએ જ મને આ અડચણમાં નાખી, કુદરતે મને આ પાપનો માર્ગ બતાવ્યો. અને તેમના તરફની સુગને લીધે મને તે માર્ગે જવાનું ઉત્તેજન મળ્યું.

આવી સ્થિતિમાં મેં સમાજની સહાનુભૂતિને ગુમાવી. જગતમાંથી દૂર થઈ, એકલવાયાં જીવનની દરેક પળ હું પશ્ચાત્તાપ કરી વીતાવું છું. નાદાન લોકોની સંગતમાં હું રંગીલી દેખાતી હોઉં તો પણ, અંદરથી મેં આ શું કર્યું છે એવા પશ્ચાત્તાપથી મારું કાળજું બળી જાય છે. મને સારા માણસનો, સારા વિચારોનો આશરો કેવી

રીતે મળશે ? જે કોઈ મારી સાથે પ્રેમ કરવા આવે છે તે તદ્દન નીચ હેતુથી જ. અને તેમની નીચ ઇચ્છા અને હેતુ સફળ કરવા માટે મારે એટલી હલકી અવસ્થાએ જવું પડે છે કે, મનુષ્યત્વનો મોભો પણ હું રાખી શકતી નથી. હવે મારો દુરાચાર એ પેટનો ધંધો થઈ પડ્યો છે. વારુ, પણ ધંધા તરીકે મેં ખરા મનથી તે ઓછો જ કર્યો છે ? અને એટલા માટે આટલી અધોગતિ સ્વીકારતાં છતાં પણ મારી પૈસાની અડચણ કંઈ દૂર નથી.

મારા પતિને દીર્ઘાયુષ્ય મળ્યું છે. આજે તેમની ઉંમર સીતેરની આસપાસ છે. હું ઘરમાંથી નીકળ્યા પછી તેમણે ફરી પાછો લગ્નનો ઘાટ ગોઠવ્યો હતો, પણ મેં તેમને માટેની ખરી હકીકત બધાંને કહેવા માંડી એટલે જ તેમનાં લગ્નનાં સ્વપ્નાં ઊડી ગયાં. મારું કંઈ પણ પાપ હશે, પરંતુ એક નિર્દોષ બાળાની મેં જિંદગી બચાવી એ એક મોટું પુણ્ય જ મેં મેળવ્યું છે એમ મને લાગે છે.

મારા પતિની મિલ્કત ઘણી છે. મેં તેમને કેટલાક માણસો સાથે કહેવડાવ્યું કે, મહિને પાંચ દશ રૂપીઆ પેટ પૂરતા આપો તો હું આ કામ છોડી ક્યાંય તીર્થક્ષેત્રમાં જઈને રહું. પણ તેમણે એક પાઈ પણ આપવા ના કહી. ઇશ્વિરના ઘરનો આવો અવળો ન્યાય છે. અત્યારના મારા દુર્ભાગ્યને માટે કારણભૂત મારા પતિ જ છે. તેમણે જ મને આ દશામાં નાખી છે. અને હું આ અવસ્થામાં છું માટે જ મને તેઓ ભરણપોષણના પૈસા આપવા ઇચ્છતા નથી. મારે પૂછવાનું એ છે કે, મને તેમના તરફથી ભરણપોષણની રકમ મળશે કે નહિ ? અને ધારો કે, ખરાબ ચાલચલગતની છું એટલે જ ભરણપોષણ મળશે નહિ એમ જો તેમણે કહ્યું અને કોર્ટે તે કબૂલ રાખ્યું તો પણ અમારું પતિપત્નીનું સગપણ કાયમ રહેશે ખરું કે ? પૂછવાનો હેતુ એટલો જ કે, જો કોઈ સારો માણસ મળે તો હું તેની સાથે લગ્ન કરી ભરણપોષણના પ્રશ્નનો ઉકેલ કાઢી શકું ? પત્રનો ઉત્તર જલદી આપશો.

લી. × × ×

## પત્ર ૨૩ મો. પરિત્યક્તા

પત્ર લખવાનું કારણ એ કે, હું એક અભાગી તજાયેલી સ્ત્રી છું. મારી પરિસ્થિતિ ઘણી જ કઢંગી અને વિકટ થઈ હોવાને કારણે આપ મને યોગ્ય સલાહ આપી માર્ગ બતાવશો એ આશાએ પત્ર લખવાની હિંમત કરું છું. આપનો લેખ વાંચવાથી મને ખાત્રી થઈ છે કે, મને આપના સિવાય યોગ્ય માર્ગ બીજું કોઈપણ બતાવી શકે તેમ નથી. આપની સલાહની ફી કહેશો એ પ્રમાણે મોકલી આપીશ.

હું મરાઠા કણબી જાતિની હોઈ મારાં લગ્ન નાનપણમાં નવ વર્ષની ઉંમરે થયાં હતાં. લગ્ન પછી હું વધુ વખત સાસરે રહેતી નહોતી. કોઈક વખત બેચાર દિવસ રહી આવતી એટલું જ. હું ચૌદ વર્ષની થવાથી સજ્ઞાન થઈ એટલે સાસરે રહેવા ગઈ, પણ મારું દુર્ભાગ્ય કે બેત્રણ મહિનામાં જ મને કડવો અનુભવ થયો. મારા પતિ જ ઘરમાં કરતા કારવતા હતા. અને ચારપાંચ હજારની મિલકત એમના હાથમાં આવેલી હોવાને કારણે તેમને ખરાબ વ્યસનો લાગુ પડેલાં મારા જોવામાં આવ્યાં. જુગાર, રંડીબાજ, બધું ધોળે દિવસે અમારા ઘરમાં ચાલતું હતું. મારાથી તેમનું આ દુર્વર્તન જોઈ શકાતું નહોતું. અમારા બન્ને વચ્ચે અણબનાવ થવા માંડયો અને તકરાર થવા લાગી. તેનું પરિણામ એ આવ્યું કે, ચારપાંચ મહિના પછી તેમણે મને પિયર મોકલી આપી અને

સ્વચ્છંદીપણે વર્તી થોડા જ વખતમાં આટલી મોટી મિલ્કતને તેમણે ફના કરી નાખી. આથી મારા પિતાને ઘણું લાગી આવ્યું, એટલે તેમણે તેમને ઠેકાણે આણવા માટે પોતાની પાસે બોલાવી, વાસણકુસણ વગેરે સામાન તેમને વસાવી આપ્યો. શાહુકારના હાથમાં જતી ૨૦૦–૩૦૦ રૂપિયાની કિંમતની જમીન પોતાના નામથી ખરીદી તેમણે અમારો બચાવ કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ મારા પતિએ મારા પિતા સાથે તકરાર કરી, તેમની પાસેથી કઢાવી શકાય તેટલી રકમ કઢાવી પલાયન કરી ગયા. બીજી વખત પણ પિતાથી સહી શકાયું નહિ. એટલે તેમણે ફરી પાછી પણ બસો–ત્રણસોની મદદ કરી, બેચાર મહિને મને મારા પતિને ત્યાં મોકલી.

આ વખતે પણ મને પહેલાં જેવો જ અનુભવ થયો. પૈસા પૂરા થયા એટલે તેમણે મને ત્રાસ દેવો શરૂ કર્યો. મારઝૂડ કરતા તે મેં કંઈ ગણકાર્યું નહિ, એટલે જો હું બાપની પાસેથી પૈસા નહિ લાવી આપું તો મવાલીઓ પાસે મારી ઇજ્જત લેવડાવશે એવી મને ધમકી આપી, એટલું જ નહિ, પણ તે માર્ગ સ્વીકારવાનો તેમણે પ્રયત્ન પણ કરવા માંડયો. એટલે હું કંટાળી ગઈ અને પૈસા લાવવાને બહાને પિયર આવી, અને ચાર વર્ષથી અહીં જ છું. હવે મારે પતિને ત્યાં જવું જ હોય તો મારે તેમને જોઇએ એટલા પૈસા મારા બાપ પાસેથી અપાવવા જોઈએ અને તેમની ઇચ્છાનુસાર વર્તી તેમને પૈસા મેળવી આપી, તેમના દરેક પ્રકારના ફંદ ચલાવવામાં મદદ કરવી જોઈએ.

અમારી નાતમાં છૂટાછેડાની પ્રથા પણ ચાલુ છે, તેમજ પુનર્લગ્ન પણ થઈ શકે છે. પરંતુ છૂટાછેડા લેવા માટે પતિની સહી જોઈએ અને તેને થોડા રૂપિયા પણ આપવા પડે અને તેની ખુશીથી જ છૂટાછેડા લઈ શકાય છે. મારા છૂટાછેડા માટે મારા પતિ હજારો રૂપિયા માગે છે. મારા બાપ એની શક્તિ

પ્રમાણે ત્રણુસો રૂપિયા આપવા તૈયાર છે. એટલામાં છૂટાછેડા કેમ થઈ શકે ? મોટી આપદા આવી પડી છે. અમારી નાતમાં ક્યાંક છૂટાછેડા ન લેતાં છાનાંમાનાં પુનર્લગ્ન કરી નાખવાના ઘણા દાખલાઓ છે. પણ જો તેમ કર્યું તો આગળ ઉપર કાયદાની ઘણી મોટી અડચણો ઊભી થશે, એમ કેટલાક લોકો કહે છે. તેમજ મારાં છોકરાંને ભાવિ પતિની મિલ્કતમાં કાયદેસર હક્ક મળશે નહિ એમ પણ કેટલાકનું કહેવું છે.

એ બધી અડચણ હું વેઠી લઈશ. થોડોઘણો ખર્ચ કરવો પડશે તો તે પણ કરીશ; પરંતુ મારા ભાવિ પતિ પર કોઈ પણ જાતની આપત્તિ આવવી ન જોઈએ. તેમજ કાયદાએ બળજબરીથી મને મારા પહેલા પતિને ત્યાં જવા માટે પણ ફરજ પાડવી ન જોઈએ. આ બે વાત જો ચોક્કસ બની શકશે તો પછી બીજી ગમે તે આપત્તિઓ આવશે તે સહન કરીને પણ હું પુનર્લગ્ન કરવા તૈયાર છું. મારા પતિને ત્યાં જવા માટે મને બહુ જ કંટાળો આવે છે. મારાથી ભરણપોષણનો દાવો પણ કરવો બની શકે તેમ નથી. કારણ કે મને ભરણપોષણ આપવા માટે પૈસા પણ તેમની પાસે સિલક રહ્યા નથી. પાંચદશ ગુંડા લઈ મારી ઇજ્જત લેવા તે હમેશાં તત્પર હોય છે અને તેથી મારે સંતાઈને દિવસો કાઢવા પડે છે.

કોઈ કહે છે કે, બીજો ધર્મ અખત્યાર કર, પરંતુ તેમાં પણ મને તો બે અડચણો ઊભી થતી લાગે છે. ધર્મ બદલ્યા પછી છ મહિને પતિને નોટિસ આપી પુછાવ્યું કે, તમે મને રાખવા રાજી છો કે કેમ ? અને તેમણે 'હા' કહી તો મોટી પંચાત થશે. મારે જે નથી જોઈતું તે જ મારી સામે આવી ઊભું રહેશે. બીજું એ કે, હું બીજો ધર્મપાલન કરું તેથી તેમને કંઈ મોટો આઘાત થશે એવું

પણ કંઈ નથી, કારણ કે હમણાં પોતે પણ પરધર્મી ગુંડા લોકોની સાથે રહી સમય વિતાવે છે.

ત્યારે પછી મારે તો આ પણ ગયું અને તે પણ ગયા જેવું થશે. મારે પછી તો મારાં સગાંસબંધીથી પણ છૂટાં થવું પડશે અને એટલે તેનું પરિણામ પણ ખરાબ આવશે.

આવી મારી કરુણાજનક હકીકત છે. આપ યોગ્ય તેમ જ શકય હોય તે માર્ગ બતાવશો. મારાથી વડોદરા આવી છૂટાછેડા લઈ શકાય કે કેમ તે પણ જણાવશો.

લી. × × ×

## પત્ર ૨૪ મો. રક્તપિતિયાની પત્ની

પત્ર લખવાનું કારણ કે, અમે અહીં એમ સાંભળ્યું છે, કે તમે જે દુઃખી છોકરીઓ હોય છે તેમને કાયદાની સલાહ આપી દુઃખમાંથી મુક્ત કરો છો. × × × ની રહેનારી એક બાઈ જેણે તમારી મારફત છૂટાછેડા મેળવ્યા તેણે જ અમને તમારે વિષે કહ્યું છે.

મારી એક સગી છે, તે આજ પચ્ચીશ વર્ષથી દુઃખી છે. તેનાં લગ્ન બહુ જ નાનપણમાં માબાપે કર્યાં હતાં. એટલે તે વખતે તેની ઉમર નવ વર્ષની હતી. લગ્ન વખતે તે છોકરાને રોગ હતો; પણ તે કોઈની જાણમાં આવવા દીધું નહોતું. લગ્ન પછી પાંચ છ વર્ષે તેના પતિને આખે શરીરે રોગ પ્રસરી ગયો અને સ્પષ્ટ દેખાવા લાગ્યો. એટલે તે બાઈને સોળ સત્તર વર્ષની વયે જ પોતાના ભરણપોષણ અને સ્વતંત્ર રહેવાની વ્યવસ્થા માટે નર્સનું કામ શીખવાને માટે સ્ત્રીઓની હોસ્પિટલમાં રાખવામાં આવી. ઈશ્વરકૃપાએ તેના કામમાં તેને યશ મળવા લાગ્યો અને દરેક જગ્યાએથી સારાં કામ માટે નામના અને સર્ટીફિકેટો મળ્યાં. આવી સ્થિતિમાં તેણે પાંચ વર્ષ કાઢયાં. પાંચ વર્ષ પછી તે બાઈનો પતિ રક્તપિત્તથી ઘણો જ માંદો છે એમ ખબર પડવાથી તેને દવાખાનાની નોકરીનું રાજીનામું આપવું પડયું. ત્યાર પછીનાં બે વર્ષ ઘણાં જ દુઃખમાં ગયાં. ત્યાર પછી તેનો પતિ પોતાના ખરાબ રોગથી ગભરાઇને ઘરમાંથી નાસી ગયો અને એક રક્તપિત્તાશ્રમમાં દાખલ થયો.

તે બાઇનો ત્યાર પછીનો વખત ઘણો જ ખરાબ રીતે ગયો. એકાદ બે જગ્યાએ નોકરી મળી; પણ ત્યાં પણ તેનું નસીબ આડે આવ્યું. તેના પતિએ હોસ્પીટલની વડી ડોક્ટર બાઈને પત્ર લખી 'એ બાઇનું વર્તન સારું નથી. હું તેને મારી સાથે લઈ જનાર છું' એવું બધું લખીને એને બીજી રીતે પણ ઘણું જ એની વિરુદ્ધ લખ્યું. એમ કરવામાં તેનો એક જ ઉદ્દેશ હતો કે, તેણે પોતાની સાથે રહી કોઈ પણ ધંધો કરી તેણે જ એનું પણ ભરણપોષણ કરવું. પણ તેના એ પત્રનો અલબત્ત કંઈ જ ઉપયોગ થયો નહિ, કારણ કે તે બાઇના સારા કામની અને સારા વર્તનની ખાત્રી તે ડોક્ટર બાઇને તેના દોઢ વર્ષના સહવાસથી થઈ ચૂકી હતી. એટલે તે લેડી દાકતરે કમિશ્નર અને પોલીસ અધિકારીની મારફત તે બાઈના પતિને જણાવી દીધું હતું, કે અહીં જો આવશે તો પકડાઈ જશે. આ વખતે તો પતિનું કંઈ ચાલ્યું નહિ અને બાઇને ત્રાસ થયો નહિ.

તે બાઇએ ઠેકઠેકાણે કરેલી નોકરી પરથી અને એમાં તેણે બતાવેલી હોશિયારી પરથી તેને......હોસ્પિતાલમાં વધારે પગારની નોકરી મળી. ત્યાં પણ તેના પતિના પત્રો આવવા લાગ્યા, પરંતુ બાઇએ એક પણ પત્રનો જવાબ આપ્યો નહિ. સુમારે સાત વર્ષ પહેલાં તે બાઇનો પતિ તેની ઇજ્જત લેવાના હેતુથી રક્તપિત્તાશ્રમમાંથી એકાએક નાસીને આવ્યો, પરંતુ આ વખતે પણ તેનો હેતુ પાર પડયો નહિ.

આમ ને આમ, વીશ વર્ષથી બાઈ પોતાનું જીવન ગુજારતી આવી છે. પેલો ગમે તેવા પત્રો લખી તેનો પીછો જ પકડી રહ્યો છે. આથી તે કંટાળી ગઈ છે. બાઈ એક પણ પત્ર તેના પતિને લખતી નથી અને આજ ચૌદ વર્ષથી તેમની વચ્ચે પતિપત્નીનો સંબંધ પણ રહ્યો નથી.

આવી સ્થિતિમાં તે બાઈને કયો માર્ગ યોગ્ય છે? તેને છૂટાછેડા મળી શકશે કે કેમ? અથવા તેની ઇચ્છા પ્રમાણે બીજા કોઇની સાથે પુનર્લગ્ન કરી શકાય કે કેમ તે જરૂર જણાવશો. બાઈનાં માબાપ તેમ જ તેનું અંતરનું સગું કોઈ જ નથી. તો તમે જરૂર આ કામમાં સલાહ આપશો અને છૂટાછેડા લેવા માટે ઓછામાં ઓછો કેટલો ખર્ચ આવશે તે પણ જણાવશો.

લી. આપનો......

## પત્ર ૨૫ મો. દાંપત્ય કે દુર્દૈવ

'લગ્નજીવન' આપનો અત્યંત પ્રિય વિષય હોવાથી અને તે વિષેનો આપનો અભ્યાસ પણ ઊંડો હોવાથી મારી આત્મકથા આપને જણાવું તો મારા દુઃખમાં ભાગ લઈ, આપ મને કંઈ પણ સહાનુભૂતિપૂર્ણ યોગ્ય હિતકારી અને સાધારણ લોકોના કરતાં કંઈક વિશેષ સચોટ ઉપાય બતાવશો, એવી હું આશા રાખું છું.

મારા કુટુંબમાં હું મારી માને એકનો એક પુત્ર હોઈ પદવીધર છું. ઘરની અને નોકરીની મળીને ચારપાંચ હજારની વાર્ષિક આવક છે. સુધરેલી ઉચ્ચ પરિસ્થિતિમાં હું જન્મ્યો છું. મારી આકાંક્ષાઓ ઘણી મોટી હોઈ, તેમાં સમાજસેવા, સૌંદર્યોપાસના, સાહિત્યનો શોખ, સાહસ ઈત્યાદિ ઉચ્ચ કલાના શોખનો મુખ્યત્વે સમાવેશ થાય છે. મારાં લગ્નને ત્રણ વર્ષ થયાં અને મને હમણાં એક છોકરો પણ છે. મારી આકાંક્ષાના પ્રમાણમાં મારી પત્નીની લાયકાત એટલી ઓછી છે કે, હું પરણ્યો છું છતાં મને સહચારિણી મળી છે એવું કદી મને અંતરથી લાગ્યું નથી અને લાગતું પણ નથી. મારી પત્નીની પસંદગી મેં પોતે જ કરી હતી એ ખરું, પણ તેના બૌધિક અને માનસિક વિકાસની પૂરેપૂરી પરીક્ષા કરવાનો અવસર કેટલાક કારણને લઈને મને લગ્ન પહેલાં મળ્યો નહિ. તો પણ સામાન્ય પત્ની થવા જેટલી તો તેની લાયકાત હશે જ અને જરૂર પડશે તો તેને શિક્ષણ અને પ્રયત્નથી સુધારી લઈશ એવો મનમાં વિચાર કરી મેં થોડી નાખુશી બતાવીને પણ છેવટે લગ્નની સંમતિ

આપી; પરંતુ દુર્દૈવથી લગ્ન પછી મને કડવા અને નિરાશાજનક અનુભવો મળ્યા છે.

મારી પત્ની પહેલેથી જ કંઈક મંદ બુદ્ધિની છે અને તેનો માનસિક વિકાસ સાધારણ રીતે નાની છોકરીના જેટલો જ કહીએ તો ચાલે. એને સુધારવા માટે મેં ઘણાય પ્રયત્નો કરી જોયા. અને મારી ખાત્રી થઈ છે કે આમાં કંઈ બનવાનું નથી, તેમ સુધરવાનું નથી. શરીરસંપત્તિ પણ કાંઈ સારી નથી. સાધારણ રોજનું પોતાનું કામ પણ તેનાથી યોગ્ય રીતે થઈ શકતું નથી, તો પછી બાળકની માવજત, કુટુંબની દેખરેખ વિગેરે વાતોનું તો નામ જ ક્યાંથી હોય? મારા મતે તેનામાં વિવેકની ખામી તો ઘણા જ પ્રમાણમાં છે. રસોઈ વિગેરે સ્ત્રીઓના આદ્ય કર્તવ્યમાં પણ તેને ઝાઝી ગમ નથી. હરઘડી વ્યવહારને લગતું ચાતુર્ય, હિંમત, બુદ્ધિની ચપળતા, વાતચીત કરવાની ચતુરાઈ, અને દુર્દર્શીપણુ—આ ગુણોનો તો તેનામાં તદ્દન અભાવ છે. અને સૌથી વધુ તો એ કે તેના મગજનો તાર તૂટીને તે ખરેખર ગાંડી થઈ નથી, તોયે તે કંઈક અંશે ગાંડી હશે એમ હમણાં હમણાંનું તેનું વર્તન જોતાં જણાય છે. એટલે પત્ની અથવા સ્ત્રી તરીકે મારી દૃષ્ટિએ આકર્ષક લાગે એવું તેનામાં મને કંઈ જ દેખાતું નથી. સૌંદર્યની દૃષ્ટિએ જોતાં પણ તેને પચાસ ટકા જેટલા જ માર્ક મળે.

બીજી બાજુએ હું કંઈ મારી પોતાની બડાસ મારતો નથી; પરંતુ ખરી હકીકત લખું છું કે, મારામાં વિદ્વતા, ચાલુ સમયને લગતી રાજકારણીય નીતિ, સાહિત્ય અને ચિત્રકળાનો શોખ, શિસ્તપાલન, સફાઈ, ઈત્યાદિ ઉચ્ચ ગુણોની વૃદ્ધિ થઈ છે. એટલે કંઈ પણ આદર્શભૂત કાર્ય બતાવવાની એવી હોંશ અને ઉત્કંઠા મને મનથી ખૂબ થાય છે. બીજું નીરોગી શરીર, ઊંચો બાંધો અને વ્યક્તિત્વની પણ મારામાં ઉણપ નથી. અમારો સ્વભાવ પણ ભિન્ન હોવાથી ઉત્તર દક્ષિણ કહીએ તો પણ ચાલે તેમ છે.

આવી રીતે મારી મૂંઝવણ એટલી હદ સુધી પહોંચી છે કે, ક્યાંય એકાંત શોધી ખૂબ રડી લઉં અને વીતેલી વાતો વિસારે પાડવા કંઈક કરું એમ મને વારંવાર લાગ્યા કરે છે. मूले कुठारः—એ યુક્તિ પ્રમાણે મારી જિંદગીના બધા જ ઉમળકા તદ્દન ઓસરી જઈ, જાણે હું વિધુરની પેઠે લગ્નજીવનમાંથી પૂરેપૂરો પરવારી ગયો છું. તેમજ મારો પહેલાંનો આનંદી સ્વભાવ અને બોલકો સ્વભાવ બદલાઈને હું હમણાં હમણાં ઘણો જ ઓછાબોલો અને ચીડિયો થઈ ગયો છું. આયુષ્ય ધૂળમાં મળી જવાને કારણે કેટલીક વખત હું સ્ત્રીની પેઠે અશ્રુ સારી મારા દુઃખનો વેગ હળવો કરું છું. કેટલીક વખત તો આખી રાત ને રાત વિચાર વમળમાં જ વિતાવું છું. ઘર મારે માટે શ્મશાનસમું થઈ પડ્યું છે. મારું બધું પરાક્રમ 'આંધળાની આગળ નાચ' અગર 'બહેરાની આગળ ગાન' જેવું થઈ પડ્યું છે. બધું જ નિરર્થક અને નીરસ!

લગ્નવિધિની પ્રતિજ્ઞાનુસાર બીજી સર્વ સ્ત્રીઓને માતાભગિની સમાન માની અત્યાર સુધીનું મારું આયુષ્ય હું પ્રમાણિકપણે વીતાવી રહ્યો છું. આ મારી સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ છે. જગતના પ્રણયી, સુખી યુગલોને જોઈ મને અદેખાઈ આવે છે, અને તેની તરફ જોઈ હું નિરાશ થાઉં છું. પૈસો અને બીજી સંપત્તિ મને શુષ્ક અને નિરાશાજનક લાગે છે. મદિરાનો ભોગ થઈ પડી, જિંદગીને ધૂળ ભેગી કરનારા હરિના લાલ એમ કેમ કરતા હશે, તેની મને હવે ખબર પડે છે ખરી; પણ તેમની પેઠે મદિરાદેવીના ભક્ત થઈને પણ આ દુઃખને ભૂલી જવું મારે માટે શક્ય નથી. બીજી, ત્રીજી, ચોથી વખત લગ્ન કરી આ પ્રશ્ન સહજ છોડી શકાશે એમ કોઈ કહે, તો પણ એવો સ્વાર્થી, મતલબીઓ તેમજ નિર્દય હૃદયનો હું નથી. નહિ તો ક્યારનુંયે તેમ થયું હોત; કારણકે એમ જોઈએ તો પૈસાવાળા છતાં વગર ભણેલા વૃદ્ધ વાનરોને પણ અમારા સમાજમાં છોકરીનો કંઈ તોટો હોતો નથી; તો પછી મારી વાત તો

કરવી જ શી ? વિષયવાસનાની તૃપ્તિને માટે આ સિવાય પણ બીજા ઘણા માર્ગો છે, પરંતુ મારે તે એકે માર્ગ લેવો નથી.

મારી પત્ની ઘણી જ પ્રેમાળ છે અને મારા પર નિષ્ઠા રાખે છે. પણ તેનો પ્રેમ આંધળો, અજ્ઞાન અને લુખ્ખો હોવાને કારણે નીરસ લાગે છે અને તેના પાંગળાપણા માટે મને ખરેખર તેની અંતરથી દયા આવે છે. તો પણ મારાથી તેની સાથે એકતા સાધી શકાતી નથી અને તેની સાથે સંસારી થઈ રહેવું પણ શક્ય નથી. મારી બરોબરી કરવાનું તેને માટે ગજા ઉપરાંતનું છે. પણ તેમાં તેનો દોષ નથી. ઘડીભર પુનર્લગ્ન વિગેરે કોઈપણ ભાંજગડ શક્ય નહિ હોય તોયે ચાલશે, પણ મારે એના સહવાસથી મુક્ત થવું છે. હું એને અથવા એ મને સુખી કરી શકતાં નથી, એક સુજ્ઞ તો બીજી અજ્ઞ; એક મહાન તો બીજી અલ્પ; એક ચાલાક તો બીજી ભોળી; એક શૂર તો બીજી બીકણ; એક હોશિયાર તો બીજી અનઘડ; આવા પ્રકારનાં કજોડાં જે ઠેકાણે ઉત્પન્ન થયાં હોય ત્યાં રસ શું હોય? અને સુખ શું હોય? લગ્નજીવનનું સુખ ગુમાવી મારી જિંદગીની ધૂળધાણી થઈ ગઈ છે એ મારાં તેમજ એનાં સગાં—વહાલાંની જાણમાં નથી એમ નથી. પણ હિન્દુ લગ્ન એટલે જન્મની બેડી! તે પણ શું કરે? આ વાત તરફ તેમને આંખમિચામણાં કરવાં પડે છે. અને તેથી મારી મા વિગેરે મારા હિતેચ્છુઓને દુઃખ દેવામાં હું મોટે ભાગે કારણભૂત થયો છું. મારું દુઃખ મને જાણે અધૂરું હોય તેમ પત્ની દુઃખી, માતા દુઃખી, બધાં જ દુઃખી! આમ મારે ભાગે આજ દુઃખનું પૂર ઊલટયું છે. મારી ભાવના, મારી સંસ્કૃતિ, મારી મહત્ત્વાકાંક્ષા ફળદ્રુપ કરનારી અને તેને વિસ્તારનારી સૌમાં અનુરૂપ એવી ભાર્યા મને મળે ત્યાં સુધી કદાચિત મારી પાછળનું આ સંકટ એમ જ મારો પીછો લેશે. માત્ર કોઈ પણ અનૈતિક માર્ગ લઈ સ્વાર્થી ઇચ્છાથી હું મને પોતાને સુખી કરવા ઇચ્છતો નથી, એ નક્કી છે.

નસીબ, દૈવ, વિધિની ઘટનામાં વિશ્વાસ નહિ. રાખનારો હું આજ સર્વથા તેનો દાસ બન્યો છું. અને હવે તેના પર મારો વિશ્વાસ દૃઢ થતો જાય છે. આવા દુ:ખરૂપી દરિયામાં મારી પેઠે અને મારાથી પણ વધુ ડૂબકી ખાતા કંઈક દુર્દૈવી હતભાગી જીવો પડયા હશે. તેની સામે જોઈ મનનું સમાધાન માની લેવા જેટલો વેદાંતી ગુરુનો ચેલો હું નથી, અગર તુકારામ કે સેક્રેટિસ પણ નથી. "જગતમાં સર્વ સુખી..." એ સત્ય હશે, પણ મારી બાબતમાં તો આખું આકાશ ફાટયું છે! માટે જ આ કોયડો ઉકેલવા માટે હું અસમર્થ અને અસહાય છું. તો કૃપા કરી મારી મુસીબત ધ્યાનમાં લઈ આપનો નિર્ણયાત્મક મત અને યોગ્ય ઉપાય અને સલાહ આપ મને દેશો, તો હું આપનો સદૈવ ઋણી રહીશ. આપના અભિપ્રાય સામે જ હું મીટ માંડી બેઠો છું.

આપનો........

## પત્ર ૨૬ મો. પડયું પાનું નિભાવી લે

તમે સ્ત્રીઓના વકીલ છો અને મારા જેવી અસહાય સ્ત્રીઓને યોગ્ય સલાહ આપો છો, એવી ખબર મળવાથી હું આ પત્ર આપને લખું છું. મને આ કેદખાનામાંથી છૂટવાનો માર્ગ તમે બતાવશો? મનની મૂંઝવણ અસહ્ય થવાથી ઊલામાંથી નીકળી ચૂલામાં પડવા જેવી મારી સ્થિતિ થઈ છે. મારી હકીકત જરા વિચિત્ર હોવાથી તે વિસ્તારથી લખવાનો પ્રયત્ન કરું છું.

લગ્ન વખતે મારી ઉંમર બાર—તેર વર્ષની હતી; તો પણ હું ઘણી સમજણી હતી. ગામડામાં જન્મી હોવાથી મને નિશાળના શિક્ષણનો લાભ મળ્યો નહિ, પરંતુ મને ભણવાની ઘણી હોંશ હોવાથી, પહેલાં મારી મોટી બ્હેન પાસે અને પછી પિતાની પાસે હું પાંચમા વર્ષથી જ મરાઠી લખતાં વાંચતાં શીખી. નાનપણથી મને દેવધર્મ પર બહુ જ શ્રદ્ધા, તેથી દસમસ્કંધ, રામાયણ, મહાભારત, જેવાં ધાર્મિક પુસ્તકો હું રોજ વાંચવા તથા સાંભળવા લાગી. એમાં વડીલોનો પણ મને ટેકો હતો. તેમને શું ખબર કે, આટલી નાની વયમાં પોતાની છોકરીના મનપર પુરાણોની કથાનું શું પરિણામ આવતું હશે!

હું સ્વભાવે એટલી શરમાળ હતી કે, મારી સામે લગ્નની વાત સરખી પણ કરવા કોઈ હિંમત કરતું નહિ. કોઈ જો એ વાત કાઢતું તો હું રડીને કલ્પાંત કરી મૂકતી. "હું લગ્ન જ કરવાની નથી," એમ હું કહેતી ખરી, પણ મારું એ બોલવું કંઈ ખરેખર સાચું નહોતું. મને અંતઃકરણના કોઈક ખૂણામાંથી તો એમ જ

થતું કે, લગ્ન તો કરવાં જ જોઈએ. એ સિવાય છૂટકો નથી. કારણ રામાયણ મહાભારતમાં પણ સીતા, દમયંતી, રૂક્મણી, સુભદ્રા જેવી મને પ્રિય અને આદર્શ સ્ત્રીઓએ પણ લગ્ન કર્યાં જ હતાં ને? ફક્ત મારે પણ એ સ્ત્રીઓની પેઠે પતિની પસંદગી જાતે જ કરવી. એવા જ વિચારો હમેશાં મારા મનમાં આવતા. મને વિચાર કરવાની ટેવ નાનપણથી જ પડી હતી. અને તે ટેવ હજી પણ કાયમ રહી છે અને તે મારો જીવ લે છે. વિચાર! વિચાર! રાતદિવસ વિચાર! તેથી ફાયદો શું! કાંઈ જ નહિ. ઊલટું ગાંડપણ આવવાનો જ વખત આવ્યો છે.

મારાં લગ્ન એક જાગીરદારની સાથે થયાં છે. મેં પુષ્કળ વિરોધ કર્યો. કંઈક મહિનાઓ મેં રડીને કાઢયા, કારણ કે તે ઠેકાણું ફક્ત મારા પિતા સિવાય કોઈને જ પસંદ નહોતું. માતા પણ મારા જ વિચારની હતી, પરંતુ પિતા આગળ તેનું શું ચાલે? છેવટે મેં હિંમતથી કહ્યું: "લગ્ન કરો; પણ મને સાસરે મોકલશો નહિ!" મને પહેલેથી જ ખબર હતી કે, છોકરો સુંદર નથી; સુશિક્ષિત પણ નથી, વધારામાં વ્યસની છે. કહેવાતું હતું કે ભૂતપલિત વળગેલાં હોવાથી કોઈક સ્વામીની પાસે જઈને તેઓ રહ્યા છે. શું આવા પતિની સાથે તેની જાગીરના મોહને વશ થઈ હું લગ્ન કરવા તૈયાર થાઉં? પરંતુ પિતાએ મારું કહેવું કંઈ જ સાંભળ્યું નહિ. કૉલેજમાં ભણતી મોટી ઉંમરની છોકરીઓનું કહેવું પણ પિતા સાંભળતા નથી, તો પછી હું તો માત્ર બાર—તેર વર્ષની રમતિયાળ છોકરી! પરંતુ મને પણ આશા—આકાંક્ષાઓ હતી. ભવિષ્ય જીવનનાં મધુર સ્વપ્નાં આવતાં હતાં. પણ તેમને મારા મનની કલ્પના પણ નહોતી. તેમને તો મને જાગીરદારની પત્ની બનાવવી હતી, અને છેવટે બનાવી પણ ખરી! તેમણે તેમનું કર્તવ્ય બજાવ્યું. હું ફક્ત દુઃખના દરિયામાં પડી. હું શું કરું?

"પતિ એ જ પરમેશ્વર," એવો ભાગવત પુરાણો સૂર ફૂંક્યા

જ કરે છે તે પ્રમાણે હું પણ પડયું પાનું સુધારી લેવા તૈયાર હતી. પરંતુ દૈવની ઇચ્છા કંઈક જુદી જ હતી. મારાં લગ્ન પછી છ જ મહિનાની અંદર મારી માતા મરણ પામી. એથી એક વર્ષ શોકમાં જ ગયું. ત્યાંસુધી હું સાસરે ગઈ નહિ. બીજે વર્ષે પણ પિતાએ મોકલી નહોતી. મને પણ સાસરે જાઉં એમ થતું નહોતું; ઊલટું સાસરે જવાનો દિવસ લંબાવવાથી મને આનંદ થતો હતો. આનંદ કેમ ન થાય! જે પતિ માટે મને કદી પણ પ્રેમ અગર ભક્તિ ઉપજી નથી, તે પતિના સહવાસ માટે હું અધીરી શા માટે થાઉં? હશે, ત્યાર પછી મારા પતિને ગાંડપણ લાગ્યું; એટલે આવી સ્થિતિમાં મને ત્યાં મોકલે એ શકય જ નહોતું.

મારા પિતાએ તેના જમાઈની પ્રકૃતિ સુધારવાનો પ્રયત્ન કર્યો. થોડો ઘણો ફાયદો થયેલો જણાયો, એટલે તેમને આનંદ થયો. પણ મને? મને બીક લાગવા માંડી. જે પ્રસંગની મને બીક લાગતી તે મારા પતિનો સહવાસ! મારા પિતાએ એમને પોતાને ત્યાં જ રાખ્યા. એમનો હેતુ એવો હતો કે, પોતાની દેખરેખ નીચે રહે તો ફરી ગાંડપણ લાગવાનો સંભવ રહે નહિ. પરંતુ મને તો તેમના દશ બાર દિવસના સહવાસથી ખાત્રી થઈ ચૂકી કે, એમનું મગજ કદીપણ સુધરવાનું નથી.

શારીરિક અને માનસિક દુર્બળતા, મંદબુદ્ધિ, લહેરીપણું, અવિશ્વાસ, અશિક્ષિતપણું અને હરેક વાતમાં ઉદાસિનતા! આવા પતિની પત્ની તરીકે જીવવા કરતાં મરવું સારું, એમ જ મને થવા લાગ્યું. મેં પોતે એમને સુધારવા ઘણા પ્રયત્નો કરી જોયા; પરંતુ કંઈ વળ્યું નહિ. હું ચિડાઈ ને કંટાળી ગઈ; અને છેવટે મનમાં નિશ્ચય કરી પિતાને કહ્યું કે, 'હું કંઈ તેમની સાથે સાસરે જવાની નથી. મને તમે બળજબરીથી મોકલશો તો હું મારા જીવનો અંત આણીશ...' એ સાંભળી પિતાને દુઃખ થયું

અને તેમણે, "તને તારી ઇચ્છાવિરુદ્ધ ત્યાં મોકલીશ નહિ." એવું આશ્વાસન આપ્યું.

એ તેમનું કહેવું મારા પતિના સાંભળવામાં આવ્યું હોવું જોઈએ. કારણકે ત્યાર પછી બીજે જ દિવસે, કોઈને પણ પૂછયા કર્યા સિવાય તેઓ પોતાને ગામ ચાલ્યા ગયા. ત્યારથી અત્યાર સુધી હું પિયરમાં જ છું. પહેલાં કોઈ કોઈ વખત કોઈ મને બોલાવવા આવતું હતું; પણ છેલ્લાં બે ત્રણ વર્ષથી તો કંઈ જ નથી.

મારાં લગ્નને નવ વર્ષ થવા આવ્યાં. મારા જેવડી કેટલીયે છોકરીઓ આજ સંસારમાં સુખી છે. પણ હું? નહિ શિક્ષણમાં, કે નહિ સંસારમાં! મને સંસાર–સુખની તો હવે આશા જ નથી; પણ શિક્ષણની આશા હતી તે પણ હવે પૂરી થયા જેવી જ છે. મારા પિતાએ મારા અભ્યાસની કંઈ પણ વ્યવસ્થા હજી સુધી કરી નથી. છોકરાને શિક્ષણ આપે છે, પણ મારા પ્રત્યે દુર્લક્ષ જ કરે છે. છેલ્લાં ચાર વર્ષથી તેમણે મને શહેરમાં રાખી છે; પણ શિક્ષણ માટે નહિ—ફક્ત રસોડું સંભાળવા માટે!

મારો નાનો ભાઈ મેટ્રિકમાં છે. હું પણ મેટ્રિક નહિ થઈ હોત? આજે ભાઈ નાનો છે તે મારા પર લાગણી રાખે છે; પણ આગળ જતાં આવો સ્નેહ રાખશે કે કેમ તેનું શું કહેવાય?

પિતાને એમ જ લાગે છે કે, બાર મહિને બે લૂગડાં અને ખાવાને અન્ન મળે એટલે બસ. ભણીને શું કરવું છે? પણ મારે એવું જીવતર નથી જોઇતું. જન્મીને જીવન સાર્થક કરવા માટે કંઈપણ કરવું જોઈએ, એમ મને લાગે છે. સાસરે જવાની મારી જરાપણ ઇચ્છા નથી.

× × × જિલ્લામાં એક ગામડું છે તે જ અમારું જાગીરનું ગામ. વાર્ષિક આવક ત્રણ ચાર હજાર રૂપિયાની છે. એમાં બે

ભાગ છે. મારા ધણી નાનાભાઈ છે. મોટાભાઈને સાત આઠ છોકરાં છે. આ કહેવાનું કારણ એટલું જ કે, મારા પિતાએ મારા જેઠને એમ કહ્યું હતું કે, "મારી છોકરી મારું કહ્યું સાંભળતી નથી, તો તમે તમારા ભાઈનાં બીજે લગ્ન કરી લો." પણ હજી સુધી તેમણે બીજાં લગ્ન કર્યાં નથી. અને એક રીતે તો એ સારું જ છે. કારણ મારો એકનો ભવ તો તેમણે બગાડયો તે જ બસ છે! પરંતુ તેમણે બીજાં લગ્ન નથી કર્યાં, તેથી મને એક જાતની બીક રહે છે. એ લોકો બહુ જ નીચ અને ઝેરીલા છે. મારા પિતાની તેમને બહુ બીક લાગે છે, માટે જ આ લોકો હમણાં દબાઇને બેસી રહ્યા છે. હું એકલી હોઉં તો ગમે તેમ થાય તો પણ તેઓ મને લઈ જાય. ત્યાં જઈને પણ મને શું સુખ છે? એવી તે કઈ જાગીર રખડી જાય છે કે તે મારાથી એશારામથી ભોગવાય? ત્યાં જઇને પણ કષ્ટ જ સહવાનું! અને તે તો મને આવી સ્થિતિમાં તદ્દન અશકય છે.

મનુષ્ય આશામાં જીવે છે. હું નિરાશ થતી જાઉં છું. રાત્રે બરોબર ઊંઘ પણ નથી આવતી. મારી માનસિક વ્યથાની તો મને જ ખબર! હું અહીં જ હમણાં મારી બેનની પાસે છું. મેં સાંભળ્યું છે કે વડોદરામાં છૂટાછેડા મળે છે તો મને છૂટાછેડા મળશે કે? મારા પિતાએ મને પહેલાં એક વખત કહ્યું હતું કે, "તારાં લગ્ન મેં તારી મરજી વિરુદ્ધ કર્યાં છે, તે ગમેતેમ કરી હું તને છૂટાછેડા મેળવી આપીશ." પણ કહેવત છે કે, નવું નવ દિવસ! તે વખતે તેમને એમ લાગ્યું હશે, પણ હમણાં તો એ વાત તદ્દન ભૂલી ગયા લાગે છે. તે ભૂલ્યા હશે પણ હું તો આતુર જ છું; અને માટે જ મેં તમને આ બાબતમાં પૂછાવ્યું છે. ધાર્મિક વિધિ પ્રમાણે મારાં લગ્ન થયાં છે. મારા પિતા સનાતની છે, છતાં પણ રૂઢિચુસ્ત નથી. અને હું તો હવે બંડખોર થઈ જ છું. તો હવે આવી સ્થિતિમાં મને છૂટાછેડા મળી શકશે કે નહિ?

ધારો કે મને છૂટાછેડા ન મળી શક્યા અને હું એકાદ બાલિકાશ્રમમાં ભણવા માટે ગઈ, તો ત્યાં મને રાખશે કે? બીજું ત્યાં મને સસરા તરફથી કનડગત થશે કે? અને થવા લાગી તો કાયદેસર તેનો ઉપાય થઈ શકશે કે કેમ? એવા અસંખ્ય પ્રશ્ન મારી સામે આવે છે કેળવણીની સંસ્થાઓમાં વનિતાવિશ્રામ મને ઠીક લાગે છે. ત્યાંના કાર્યકર્ત્તાઓ વિષે મને બહુ જ માન છે. ઘણા દિવસથી મારી ત્યાં જવાની ઇચ્છા છે, પરંતુ સસરાની બીક ને પિતાના ગુસ્સાને લીધે મારી ઇચ્છા એમની એમ જ દાબી રાખવી પડે છે.

બીજો એક પ્રશ્ન પૈસાનો છે. પૈસાની વ્યવસ્થા નહિ થાય તો શું કરું? છૂટાછેડા મળ્યા અને વનિતાવિશ્રામમાં ગઈ, તો પણ પૈસાની અડચણ તો મને રહેવાની જ. મને નથી લાગતું કે, મારા પિત પૈસા મોકલશે. તે મારા પર ગુસ્સે થશે. 'હમણાં પૈસાની કેટલી અડચણ છે.' એમ કહી એક કલાક સુધી લાંબું લચરક ભાષણ કરશે અને મને ચુપ કરી દેશે. વારુ, મારા બનેવી મને મદદ કરી શકે એમ છે, પણ દરેક વાત તેઓ તો મજાકમાં જ ઉડાવે છે. તેમને છોકરાં નથી. ને અમે જ પેટનાં છોકરાં પ્રમાણે છીએ. ખાવાપીવાનું, કપડાંલત્તાં બધું કરશે, નાટકસિનેમા પણ બતાવશે, સ્નોપાવડર પણ આણી આપશે; પરંતુ ભણવાની વાત કાઢી કે કહે છે કે, "તમારા બાપને કાંઈ ફિકર નથી પડી, તો પછી હું શું કરું?"

આવાં માણસો આગળ શું કરવું? મારાં માણસોને મારા મનની સ્થિતિનો, મારી પરિસ્થિતિનો અને મારા પરની વિપત્તિનો જરાપણ વિચાર નહિ આવતો હોય? એમ લાગવાથી ઘણી વખત મારું મન કલ્પાંત કરી મૂકે છે. હું મૂળથી જ કોમળ અંતઃકરણની અને લાગણીવશ છું. પરંતુ દુનિયામાં તમારા જેવા પરોપકારી માણસો છે ત્યાં સુધી મારા જેવી સનાથ છતાં અનાથ સ્ત્રીઓને

નિરાશ થવાનું કંઈ કારણ નથી. કેટલાક દિવસથી તમને પત્ર લખી પુછાવું એમ થતું હતું; પણ હિંમત થતી નહોતી. તમારા સ્ત્રીઓને વિષે ઘણા લેખો મેં વાંચ્યા ને આપની 'ન છૂટેલો કોયડો' એ નામની નવલકથા મેં હમણાં જ વાંચી. તેમાં મેઘનાદનો સ્વભાવ મને બહુ જ ગમ્યો. પોતા પરથી બીજાનું મન ઓળખનારાં એવાં માણસો ઘણાં ઓછાં હોય છે. મારું મન તો આજ સુધીમાં કોઈએ ઓળખ્યું નથી, નહિ તો મારી બધી ઇચ્છા આમ ધૂળમાં મળી ન હોત. હશે !

ગઈ વાતનો શોક કરવાથી શો ફાયદો? મારી પરિસ્થિતિનો સહાનુભૂતિપૂર્વક વિચાર કરી જવાબ આપશો. હું તમારો ઉપકાર કદી પણ ભૂલીશ નહિ. આ મારો છેવટનો પ્રયત્ન છે. તમે કંઈ ઉપાય બતાવશો તો જ હું કરીશ. વનિતાવિશ્રામમાં દાખલ થવા વિષે હું પિતાને પૂછી જોવાની છું. તેઓ જો ના પાડશે તો હું તમને જણાવીશ. તમે ભલામણચિઠ્ઠી આપશો તો જરૂર હું સૂરત—અમદાવાદ જઈશ.

તમને બે વખત તસ્દી આપી અને તમારો અમૂલ્ય વખત લીધો તે માટે ક્ષમા માગું છું.

લી........

## પત્ર ૨૭ મો. અનીતિના ધામમાં

સ્ત્રીજીવન પર પ્રકાશ પાડનારી આપે લખેલી કાદમ્બરી વાંચી. આપને એક કાગળ લખી જે કાંઈ થોડી ઘણી સહાનુભૂતિભરી સહાય મળે તે અવલોકવી, એવા ઈરાદાથી હું એક અપરિચિત પરિત્યક્તા આપને પત્ર લખી તસ્દી આપું છું.

મારાં લગ્ન થયે સાધારણ રીતે આઠેક વરસ થયાં હશે. લગ્ન થયા બાદ માત્ર પંદર જ દિવસમાં મારા વરે મારો ત્યાગ કર્યો, એટલે મારું લગ્નજીવન સમેટાયું. ત્યારબાદ મારા સસરા તરફથી મારા શિક્ષણ સંબંધમાં થોડી ઘણી મદદ મળતી. છેલ્લાં ત્રણચાર વરસ તો મેં સ્વાવલંબનવૃત્તિ પર કાઢયાં. સસરા તરફથી સહાયતા મળતી બંધ થયા પછી 'સેવાસદન'ના સંચાલક સ્વ. ગોપાળરાવ દેવધરની સહાયથી મેં મીડવાઈફનો અભ્યાસ પૂરો કર્યો.

ઉપર કહેલાં મારાં લગ્નબંધનથી મારા જીવનમાં દુઃખના ડુંગર ખડકાયા છે. સંસારસુખ વિનાના સૌભાગ્ય કરતાં સ્પષ્ટ વૈધવ્ય સારું, એ દષ્ટિએ મેં વડોદરા રાજ્યે કરેલા લગ્નવિચ્છેદના નિબંધનો લાભ લેવાનું ઠરાવ્યું છે. મારે પિયરમાં કોઈ નથી. સાસરામાં સઘળા લોક મારી વિરુદ્ધના છે. આવી કઢંગી પરિસ્થિતિમાં હું કેવળ સહાનુભૂતિભર્યા માર્ગદર્શનની અપેક્ષા રાખું છું.

લગ્ન પછીના પખવાડિયાની મુદત સિવાય આજકાલ કરતાં આઠ આઠ વરસનાં વહાણાં વાર્યા, પરંતુ અમારે વરવહુને કાંઈ સંબંધ રહ્યો નથી. એમણે મારી સંભાળ લેવી ઘટે, એવા આશયથી કેટલાક

સંભાવિત ગૃહસ્થોએ પ્રયત્નો કર્યાં, પણ એ સઘળા પાણીમાં ગયા. મારું લગ્નજીવન નીચે પ્રમાણે છે:

મારી પંદર સોળ વરસની વયે મારાં માબાપ મરણ પામ્યાં. હું પંદર વરસની થઈ ત્યાંસુધી મારી સાવકી બહેનને ત્યાં જ ઊછરી. મારું નજીકનું કોઈ સગુંવહાલું નહિ, એટલે મારા બનેવીએ મારાં લગ્ન એક કેળવાયેલા (?) સ્નેહી સાથે કર્યાં. લગ્ન સમયે પૈઠણની રકમ બાબત ચડસાચડસી થઈ અને ભરમાંડવે મારાં સાસુએ ચડભડી ઊઠી અવળાં વેણ કાઢચાં કે હું એનો સંસાર સુખી થવા દેવાની નથી.

લગ્ન પછી અમે તરત જ મુંબઈ ગયાં. એકાંતમાં અમે બેઉ મળ્યાં અને સંસારની મારી સઘળી આશાઓ નષ્ટ થઈ. મૂળે તો હું બાઈ માણસ; આથી તે વધારે શું સ્પષ્ટપણે લખું? એમને ને મારે એ બાબતમાં થોડું બોલવું ચાલવું થયું. 'જેમ છે તેમજ રહેશે, તારે રહેવું હોય તો રહે, નહિ તો થા હાલતી' મને સ્પષ્ટ કહ્યું. કોઈ ઉપાય ન હતો એટલે મોં બંધ કરી, નીચું વાળી બેસી રહી. મારા નાના દિયેરની મારા પર પાપ દૃષ્ટિ હતી. અને મારા ધણીએ તો શું, પરંતુ મારી સાસુ સુદ્ધાંએ આ બાબતમાં સંમતિ આપી હતી.

એક દિવસ લાગ જોઈને કોઈ ઘરમાં ન હતું, એવી વેળાએ એણે તક સાધી મારી લાજ લૂંટવા પ્રયત્ન કર્યો. તે વેળા ખૂબ બૂમરાણ કરી હું એના હાથમાંથી માંડમાંડ છટકી. પાડોશીઓને એમ કહેવામાં આવ્યું કે મને આંકડી આવે છે એટલે હું બૂમરાણ કરતી હતી. તરત જ મને મુંબાઈથી મારી સાસુ પાસે પૂના ખસેડવામાં આવી. મારા ગયા કેડે તરત જ મારો દિયર મારી પાછળ પૂને આવ્યો.

પુત્રને લગ્ન વેળા પહેરામણી ન મળવાથી વિફરેલી મારી

સાસુ અને પોતાની દુષ્ટ વાસનાની પરિપૂર્તિ ન થયેથી મારા પર ઉશ્કેરાયેલો મારો દિયેર, એ બેના સાણુસામાં હું સપડાઈ. એણે તો પૂના આવતાં વેંત જ મારી ગેરઆબરૂ થાય એવું અમારા પાડોશીઓમાં બોલવા માંડયું અને મને એક ફાટેલાં લૂગડા સાથે એક અંધારી કોટડીમાં રાખવામાં આવી. ઓઢવાનું કે પાથરવાનું સુદ્ધાંય મને આપવામાં આવ્યું નહોતું. દિવસમાં બે કપ ચા અને ટુકડો ભાખરી મને આપવામાં આવતી. ઉપરાંત રોજ મને શરીર પર સો સો સોટીઓ ફટકારવામાં આવતી. આમાં કદાચને અતિશયોક્તિ હોવાનો સંભવ છે, પણ કહે છે ને કે એ તો જેને વીતી હોય તે જાણે! દિયેર ઓરડીમાં આવે અને 'ના કહે છે કે?' એમ બરાડો પાડી માર મારે અને હું દુઃખની મારી રાડ પાડી ઊઠું, એટલે સાસુ પાડોશીઓને અત્યંત સહાનુભૂતિપૂર્વક કહે 'જુઓ આંકડી આવે છે ત્યારે કેવી ચીસો પાડે છે!'

આજે પણ પીઠ પર ચપકેલા સોળના પૂરાવા તે મારની સાહેદી આપશે. દુનિયામાં મારું કોઈ નથી એ વિચાર, ભૂખમરો અને રોજના સો સો ફટકા એ પરિસ્થિતિમાં મને ખરેખર વિભ્રમ થયો. મને પરણાવનાર મારા બનેવીનું રાક્ષસી હૃદય મને ત્યારે જ ખરા સ્વરૂપમાં સમજાયું. એણે મારા તરફ ઢૂંકીને ય જોયું નહિ અને બહેને પણ આખરે બોલવે ચાલવે સાવકાપણું બતાવ્યું. કોઈ પણ રીતે મારી કાશ કાઢવા માટે એણે ગમે તેવા માણસ સાથે મારું પાનું પાડયું હતું.

મને જે કષ્ટ આપવામાં આવતું હતું તેની ખબર એક મારા હિતચિંતક કે જેઓ ન્યાયાધીશ હતા તેમને કાને લોકવાયકાદ્વારા પહોંચી. મારાં સાસરીઆંઓને એમણે સમજાવીને મને ગાંડાની હોસ્પીટલમાં રાખવાની વ્યવસ્થા કરી. મારી આસપાસનું વાતાવરણ બદલાયું એટલે મને જલ્દીથી સારું થવા લાગ્યું. આથી ગાંડાની

હોસ્પિટલના ગોરા સર્જને મને મારા ધણીની પાસે પાછા જવાનું જણાવ્યું.

'એ છોકરી તો પહેલેથીજ ગાંડી હોઈ ગાંડપણમાં તેની સાથે થયેલું મારું લગ્ન મને કબૂલ નથી; મતલબ કે તેનો મારી સાથે કોઈ સંબંધ નથી; એટલે તેને ફાવે તેમ કરે,' એવો ઉત્તર એમણે વાળ્યો. સુધારા પર આવેલાઓને ગાંડાના સહવાસમાં રાખવું ડહાપણભર્યું નહિ અને મારું કોઈ ધણીધોરી થતું નહિ, એટલે સુપ્રિન્ટેન્ડન્ટે મને થોડા દિવસ તો પોતાના બંગલામાં રાખી. અને આખરે હારીને એણે મને મિશનનો રસ્તો બતાવ્યો. બાદ કેટલાક દિવસ એક સુપ્રસિદ્ધ યોગીરાજ મહારાજની સાન્નિધ્યમાં રહી. ત્યાં મારા પેલા હિતચિંતક ન્યાયમૂર્તિએ મારી મુલાકાત લીધી. મારા સસરા પણ એક મોટા ખાતામાં સારા હોદ્દા પર હતા; એટલે એ ન્યાયાધીશની ઇચ્છાવિરુદ્ધ તેમનાથી થઈ શકાય એમ નહોતું. એટલે એમણે મારા શિક્ષણ માટે થોડી ઘણી સહાયતા આપવાનું કબૂલ્યું અને તે પ્રમાણે બેએક વરસ સુધી મારું શિક્ષણ ચાલ્યું.

પરંતુ 'અકર્મીના પડિયા કાણા' એ ન્યાયે મારા એ હિતચિંતક ન્યાયાધીશ દેવલોક પામ્યા અને મારી તરફથી કોઈ બોલનારું ન રહ્યાનું મારા સસરાએ જોયું કે તરત એમણે મને મારા શિક્ષણ માટે અપાતી રકમ મનફાવતું બહાનું કાઢી બંધ કરી. મારા એક ઓળખાણવાળા ગૃહસ્થની ઓળખ લઈ હું સ્વ. ગોપાળરાવ દેવધરને મળી. તેમની મદદથી મેં મિડવાઇફનો અભ્યાસક્રમ પૂરો કર્યો. જે મને સ્વ. ગોપાળરાવ દેવધર સાથે મારું ઓળખાણ કરાવી આપેલું તેમને મારા સાસરિયાંઓએ સારા પ્રમાણમાં કનડગત કરી, મારા માટે એમણે દેવધર પર કંઈ કંઈ પત્રો લખ્યા. 'એ તો જન્મથી ગાંડી છે, તેને ક્ષય થયો છે. એને તો એવી આંકડી આવે છે કે વારેવારે તે આપઘાત કરવા તૈયાર થાય છે' વગેરે અનેક બાબતો એમાં જણાવવામાં આવી હતી.

મેં મારી બી. પી. એન. એ. ની પરીક્ષા પસાર કર્યો

પછી એ લોકો તો ઊલટાના વધારે ચિડાયા અને ક્યાંય પણ હું નોકરી મેળવી ઠામ ન પડું એ માટે એમણે આરંભેલી ખટપટ હજીય ચાલુ છે. કોઈએ મને સહાનુભૂતિપૂર્વક સહાયતા આપી, કે તરત જ તેઓ મારે માટે અને મને મદદ કરનાર માટે સમાજમાં ચાહે તેવો ખરાબ ઓરંગો ગબડાવવાના. હું સ્થાનિક આગેવાનોને મળી, પરંતુ અનાથ અબળા માટે સમાજમાંના એક વજનદાર સરકારી અમલદારના માર્ગમાં જઈ તેનો રોષ વહોરી લેવાની આવતી આફત નોતરવાને કોણ તૈયાર થાય?

આપણા આગેવાનો ય નફાટોટાનો હિસાબમાંના ગણિતનો એક પ્રકાર છે એવું અનુભવસિદ્ધ થયું. ન્યાયદેવી સામે જોઈએ તો તે પણ આંધળી! હાથમાં ત્રાજવાના પલ્લામાં પૈસા, લાગવગ, વગેરે બાબતો મૂકી તેને નમાવવામાં આવે તે ય બીના સુદ્ધાં તે જોતી નથી. જે બાજુએ પલ્લું નમ્યું તે તરફ ચુકાદો! અનાથ સ્ત્રી પાસે નહિ પૈસો, ન મનુષ્યબળ, ન મળે વગવસીલો; ફક્ત એની પાસે એક જ વસ્તુ અને તે માત્ર સત્ય, પરંતુ તે સત્યને વેળાસર આંખ ઉઘાડી જોનારી એ ન્યાયદેવતા નહિ તો? તેવામાંથી હિંદુ સ્ત્રીને પતિ વિરુદ્ધ ઈન્સાફ મળવો, અને તે વળી હિંદુઓમાં તો તદ્દન અશક્ય જણાય છે.

મેં પરીક્ષા પસાર કરી ત્યાર પછી પૂનામાં ઘણા વજનદાર પ્રસિદ્ધ માણસોએ મારા ધણીને મારો પુનઃ સ્વીકાર કરવા માટે પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રયત્નો કર્યા; પણ મારા ધણીએ એવું જણાવ્યું કે તે તો ગાંડી છે અને ગાંડી ન હોય તોય શું? હું તેની સાથે મારો સંસાર ચલાવવા તૈયાર નથી.

હું ગરીબ છું. દુનિયામાં ગરીબનું કોઈ નથી, એ સત્ય વ્યક્તિગત જીવન જેટલું જ રાષ્ટ્ર સમસ્તના જીવનમાં સિદ્ધ થવા લાગ્યું છે. અંતઃકરણમાં ચાલી રહેલી ગડમથલને સહાનુભૂતિપૂર્વક અવલોકતાં ખરી સલાહ—મસલત મળે એમ છે ખરું?

આવા સંજોગોમાં વડોદરે આવું તો લગ્નવિચ્છેદ મારાથી મેળવી શકાશે?

લિ. આપની

સૌ........

## પત્ર ૨૮ મો. દુરાચારની દુકાને

મેં એવું કોઈ જગાએ વાંચેલું કે વડોદરામાં છૂટાછેડાનો કાયદો અમલમાં છે. ઘણા દિવસોથી હું તમને કાગળ લખવાનો વિચાર કરતી હતી, પરંતુ સરનામું મળ્યું નહીં. ગઈ પરમ દિને ક્લબમાં સહેજ વાત નીકળતાં એક બાઈએ કહ્યું કે, મારે આપને પત્ર લખીને માહિતી પૂછી જોવી. તમારા તરફનો જવાબ અવશ્ય મળવાની એણે ખાત્રી આપી. ઓળખાણ ન હોવા છતાં હું આ કાગળ મોકલાવું છું. મેં પૂછેલા સવાલોનો આપ ખુલાસો કરશો તો હું આપની સદૈવ ઋણી રહીશ.

મારી કુટુંબકથા એવી છે કે, મારું પિયર સારા શ્રીમંત કુટુંબમાં છે. માતાપિતાએ એક સારા ધનવાનના પુત્ર સાથે મારું લગ્ન કર્યું. મારા પતિ એલએલ. બી પસાર થયા છે અને એક નામાંકિત વકીલના પુત્ર છે. મારાં સાસુ–સસરા સંપૂર્ણતઃ સુધારક હતાં. મને પહેલીવારનાં આણાં આવ્યાં અને હું સાસરે ગઈ ત્યારે ખુદ મારાં સાસુ–સસરાએ મને માંસ ખાવાનો અને દારૂ પીવાનો આગ્રહ કર્યો. પરંતુ મૂળથીજ એ તરફ વૃત્તિ નહિ, એટલે સહસા હું એ ન લઈ શકી. અમારા સાહેબ( મારા પતિને બધા સાહેબ કહે છે ) ને તો આ બંને વસ્તુ માફકસરની હતી.

સાહેબ એલએલ. બી. થયા અને તેજ વરસે સસરાજીએ દેવલોકવાસ કર્યો. સાહેબની વકીલાત ચાલવાની તો આશા જ રહી નહોતી. વરસ છ મહિના સુધી તો તેઓ રોજ કચેરીમાં જતા, પરંતુ ઘણા વહેલા ઘેર પાછા ફરતા. કશુંય કામ તેમને મળતું નહિ.

આખરે કંટાળીને એમણે કચેરીમાં જવાનું બંધ કર્યું, છતાં એ બાબતનું મને કંઈ ખાસ લાગી ન આવ્યું. સસરાજીએ રળીને ખૂબ ભેગું કર્યું છે. સ્વસ્થતાથી રહેતાં ખાધે પીધે ત્રણ પેઢી સુધી તે ખૂટે એમ નથી. પરંતુ નકામા બેસી રહેવાથી કંટાળો આવવા લાગ્યો અને બપોરની વેળાએ અમારા ઘરમાં પત્તાં રમનારાઓનો મેળો જામવા લાગ્યો. એમાં હતા એક દાક્તર, એક પેન્શનર અને સાહેબના જેવા જ એક શ્રીમંત પેન્શનરના ભણેલા એકના એક પુત્ર, એક પદવીધારી કાપડના આડતીઆ; એક મોતીના વેપારી અને એક હતા રેલવેના ટિકિટ કલેકટર. આવા સઘળા વિચિત્ર માણસોનો મેળ શી રીતે જામ્યો હશે એનો ગૂઢ કોયડો મારાથી ઘણા દિવસો સુધી અણઉકેલ રહ્યો. પરંતુ પાછળથી હું જાણી શકી કે આ સઘળી મંડળી હમેશ રેલવે સ્ટેશનના બારમાં જતી અને ત્યાં જ એકમેકની ઓળખાણ થયેલી!

અને એક બીજું પણ કારણ પછીથી સમજાયું. સાહેબને એક વેળા ઇન્ફ્લુએન્ઝા તાવ આવ્યો ત્યારે સઘળા સ્નેહીઓ તેમને મળવા આવેલા. તેમની સાથે ટિકિટ કલેકટરની સ્ત્રી–વાઉબાઈ પણ આવી હતી. એ આવી અને જ્યારે તે સાહેબના પલંગ પર બેસીને બધાંના દેખતાં ખુશખુશાલ સાહેબના હાથપગ દબાવવા લાગી કે તરત મારું માથું ફર્યું. દુઃખની મારી હું તે વખતે કાંઈ બોલી નહિ સાહેબે મને કહ્યું કે, વાઉબાઈ નર્સનું કામ શીખેલી છે અને તેને રોગીની સારી સુશ્રૂષા કરતાં આવડે છે. આવી મધલાળથી હું કાંઇ થોડી જ ફસાવાની હતી? પણ તે વેળા તો હું જોઈ રહી.

આ પછી અમારા ઘરમાંથી પત્તાં રમનારો આ અડ્ડો ઉઠી ગયો અને અમારા સાહેબ બપોર, સાંજ અને રાતના દાક્તર સાહેબને ત્યાં પત્તાં રમવા જવા લાગ્યા. દાક્તરને ત્યાં પ્રમાણિકપણે ધંધો ચાલતો જ નહોતો એમ કહેવું યોગ્ય થઈ પડશે! આમ છતાં

તેમણે એક ભરી વસ્તીવાળા મહોલ્લામાં એક મોટા મકાનના ઉપલા બે માળ ભાડે રાખ્યા હતા. કેટલાક દિવસો પછી સાહેબ મને આગ્રહ કરવા લાગ્યા કે, તું પત્તાં રમતાં શીખ. કંઈ નહિ તો તું માત્ર અમારી કલબમાં આવતી જા. મોતીવાળાની સ્ત્રી અને વારૂબાઈ એક દિવસ મારી પાસે આવ્યાં અને પુરુષોની કલબમાં આવવાનો મને અત્યંત આગ્રહ કર્યો. એમના બોલવા ચાલવા અને વર્તન પરથી કલબમાં કોઈક જાતનો અનાચાર ચાલતો હોવાની મને શંકા આવી ખરી; અને મારે પણ તે બાબતની તપાસ કરવી હતી. એ વખતે તો હું ન જ ગઈ, પરંતુ ફરી કોઈવાર આવીશ એમ કહીને જવાનું કબૂલ્યું. આગળ ઉપર આસો માસની શરદપૂર્ણિમાએ જાગરણનું વ્રત આવ્યું અને સાહેબે આગ્રહ કર્યો એટલે રાતના હું તેમની સાથે ગઈ.

અમોને પહોંચતાં થોડીક જ વાર થઈ. અમે બેઉ જણાએ દાદરો ચઢી પગ મૂક્યો તો ત્યાંનું દૃશ્ય જોઈને મારા શરીરે ગભરામણથી પાણી છૂટયાં! વારૂબાઈ અને નર્મદાબાઈ નાની છોકરીઓ જેમ કુકુ અવાજ કરતાં હાથમાં હાથ ભરાવી કૂદતાં કૂદતાં નાચતાં હતાં. તેમનો આ તમાશો જોઈ જમીન પર ઉભેલા પુરુષો તાળીઓ પાડતા હતા! ત્યાર પછી નાના બાળકોને જેમ ટપલા મારીએ છીએ તેમ પેલા પુરુષોએ વારૂબાઈને ટપલીઓ લગાવવી શરૂ કરી. મોતીવાલા બાબાસાહેબ અને કાપડવાલા મામાસાહેબ પણ કુકુ અવાજ કાઢતા કૂદવા નાચવા લાગ્યા! ત્ર્યંબકરાવમામાએ પીણું આગળ ધર્યું એટલે અમારા સાહેબે તે ઢીંચવા જ માંડયું અને થોડા જ સમયમાં તેઓ ઘેનમાં ડોલવા લાગ્યા. ત્યારપછી બાબાસાહેબે વારૂબાઈ સાથે અને મામાસાહેબે નર્મદાબાઈ સાથે કુકુ અવાજ લગાવી નાચવા કૂદવાનું શરૂ કર્યું. એમના દારૂડીઆ જેવા ચેનચાળા જોઈને મને આંખે અંધારાં આવવા લાગ્યાં. પણ કહે છે ને કે, નર્યો દુરાચારી ધણીને પણ તેની કમનસીબ સ્ત્રીનો આશરો ગણવામાં આવે છે!

અમારા સાહેબને આધારે હું તે રૌરવ નરકમાં ઊભી તો રહી જ હતી, પરંતુ એમાંથી હું એકલી શી રીતે બહાર જઈ શકીશ એમ મને થતું હતું. મારી અપરિચિત એવી બે વિધવાઓ અને એક વૃદ્ધ કુમારી દાક્તરબાઈ પણ એ જલસામાં ઘણા આનંદથી ભાગ લઈ રહી હતી અને પુરુષોનાં અંગ સાથે અડપલાં કરી રહી હતી. ત્યારપછી એક પુરુષ અને એક સ્ત્રી એમ જોડી મળી નાચવા કૂદવાનો ખેત રચાયો. દરેકે સૌએ પોતપોતાના રૂમાલો આપ્યા અને તે ભેગાં કરી તેને ભેળવવામાં આવ્યા. વારૂબાઈ વચ્ચે બેઠી. દરેક જણ તેના હાથમાંથી ભર્યો ગ્લાસ લઈ યથેચ્છ દારૂ પીવા લાગ્યો. હું થાંભલાની આડે ઊભી રહીને આ સઘળો તમાશો જોઈ રહી હતી. વારૂબાઈનો ટેકો લઈ સાહેબ લથડીઆં ખાતા પડયા. વારૂબાઈએ રૂમાલોની ધાલમેલ કરવી શરૂ કરી, નર્મદાબાઈ–બાબાસાહેબ, દાક્તરબાઈ-ટિકિટ કલેકટર, ત્ર્યંબકરાવ–માસ્તરણ વગેરેની જોડીઓ કુકુ–મોં કુગાવતી નાચવા કૂદવા લાગી અને એકદમ વારૂબાઈએ મારી અને એકાદ પેન્શનરની જોડી જાહેર કરી! એ તો મારી પાસે આવ્યો અને મારો હાથ એણે પકડ્યો. હું બૂમ પાડી ઊઠી, પાછળ હઠી અને સાહેબ તરફ જોઈ બોલી:

“આ કોણ છે તે જોયું કે? તમારે હવે ઘેર આવવું છે કે નહિ? હું તો આ ચાલી. આ અસભ્ય વર્તનની તો હદ થઈ!”

મેં એ પેન્શનરને ધક્કો માર્યો અને એ ઉથલાઈ પડ્યો. વારૂબાઈ મારા અંગ પર ધસી આવી. અમારા સાહેબ બોલી રહ્યા: ‘પકડો, બધા આને પકડો અને ફજેત કરો.’

હું જવા લાગી. બાબાસાહેબ આડા ફર્યા. મેં એમને ધક્કો માર્યો અને જેમ તેમ કરી દાદર પરથી નીચે ઊતરી. કેટલાય જણ મારી પાછળ દોડતા આવ્યા, પણ હું રસ્તા પર આવી. અમારો શોફર ગાડીમાં સૂતો હતો, તેને જગાડી, જેમ તેમ કરી મૂઠીમાં જીવ

લઈ ઘેર આવી. બીજે દિવસે ખબર પડી કે ત્ર્યંબકરાવ મામા દારૂના નશામાં મારી પૂંઠ પકડવા માટે દાદર પરથી દોડતા ઊતર્યા પરંતુ તે ગબડી પડ્યા! એમની કરોડનું હાડકું ભાંગી ગયું અને એના દુઃખમાં ચોવીસ કલાકમાં તેમનો અંત આવ્યો. સાહેબ બીજા દિવસે બપોરના ઘેર આવ્યા.

બની ગયેલા બનાવ વિશે મેં સાહેબને પૂછ્યું. એમણે મને સ્પષ્ટ કહ્યું: "મારી તો એ ટેવ નહિ છૂટે. પરંતુ તારેય અમારી એ મંડળીમાં દાખલ થવું પડશે." મેં એમને પૂછ્યું. 'તમે શું તમારી સગી આંખે જોવા છતાં મને દુરાચારને આધીન થવાનું કહો છો?" તે બોલ્યા: 'હું તો આને દુરાચાર સમજતો જ નથી. અમારામાં આપણા પારકાનો ભેદભાવ તો શું, પણ અમે તો સ્ત્રી-પુરુષનોય ભેદ સુદ્ધાં રાખતા નથી.'

એમનું આ સંભાષણ સાંભળી હું અવાક્ બની ગઈ. મારા ભવિતવ્ય માટે મને ભય લાગ્યો. ફરીવાર મેં એ વાત ન છેડી.

સાહેબનો સહવાસ ઓછો ને ઓછો થવા લાગ્યો. તેમની સંગત માટે અંતઃકરણપૂર્વક અભાવ થયો. તેમાંય વળી મારી આબરૂ પર હાથ નાખવાના હીચકારા કાર્યમાં એમણે ઉત્તેજન આપવાની અધમતા દર્શાવી, એ હીન કાર્ય માટે હું તેમને પૂર્ણભાવથી ધિક્કારવા લાગી છું.

એ ઘડી જીવને હલકો કરવા હું ફરીવાર નિશાળમાં જવા લાગી. હવે વિદ્યાપીઠની મેટ્રિકની પરીક્ષા મેં પસાર કરી છે. હું આંખ મીંચીને મારું કષ્ટમય જીવન ગુજારી રહી છું. એથી તો એક બીજું જ સંકટ હમણાં ઊભું થવા પામ્યું છે.

મારી સાસુ દેવલોક પામ્યાં એટલે આ બાજુ અમારા ઘરમાં આ મંડળીનો દંગો રાતદિવસ ચાલુ છે. વારૂબાઈના ધણીની નોકરી હાલમાં છૂટી ગઈ છે! વારૂબાઈએ એના ધણી સાથે રહેવાનું છોડી

દીધું છે અને અમારે ત્યાં જ તે રહેવા લાગી છે. અમારા સાહેબ ચોવીસે કલાક વારૂ અને વારુણીના તાબામાં જ રહે છે. છેલ્લા દોઢ વરસથી અમે દંપતી મળ્યાં પણ નથી. મેં એક વેળા સાહેબ સભાન અવસ્થામાં હતા ત્યારે કહ્યું પણ હતું કે મારો કોઈ પણ નિકાલ કરો.

તેમણે જવાબ આપ્યોઃ 'તને ખાવાપીવાનું મળે છેને? બસ. એ કરતાં કશુંય વધારે હું તને આપવા ઇચ્છતો નથી." આ જવાબથી મારી સઘળી આશાઓ મરી ગઈ છે. તેથી જ હું મારે પિયર ચાલી આવી છું. પિયરિયાં શ્રીમંત હોવા છતાં મને કેટલા દિવસ સુધી સંભાળવાના હતાં? બાકી હું પોતે પણ ગમે તે રીતે મારા પેટ પૂરતું તો મેળવી લઈશ.

હું તો આ નરકમાં પૂરેપૂરી સપડાયેલી છું. મને છૂટાછેડા મળશે કે? છૂટાછેડા મળ્યા બાદ સાહેબની મિલકતમાંથી જીવાઈ મળશે? સમજો કે છૂટાછેડા ન લીધા, તો જુદા રહીને પણ મારાથી જીવાઈની માગણી કરી શકાય ખરી? ઉનાળાની રજાઓમાં તમે હમેશાં આ બાજુના પ્રાંતમાં આવો છો, એવું મેં સાંભળ્યું છે. ચાલુ સાલ આવો તો તમે જાતે તપાસ કરો. આમાં એક અક્ષર પણ ખોટો હોય તો મારી જીભમાં કીડા પડે. આમાંથી કોઈ પણ રસ્તો બતાવશો તો હું તમારી જન્મોજન્મ ઋણી થઈશ.

લિ. સૌ............

પત્ર ૨૯ મો. પૈસાનો સગો

મારે આપની કાયદેસર સલાહ જોઈએ છે. હું મારી હકીકત આપને જણાવું છું. સલાહ માટે આપની જે ફી હોય તે લખશો ને અગાઉથી લેવાનો રિવાજ હોય તો જણાવશો, એટલે તરત જ મોકલી આપીશ.

હું કમાઉં છું એટલે ફી જણાવવામાં સંકોચ રાખશો નહિ. અને જો તમે ફી નહિ લો તો તમારો અમૂલ્ય વખત લેવા માટે મને સંકોચ થશે. મારી હકીકત આ પ્રમાણે છે.

હું જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય છું. અમારી નાતમાં અમુક કુટુંબોનાં મળીને ગોળ બંધાયા છે. ને એ ગોળમાં જ કન્યાની લેવડદેવડ થાય છે. મારાં લગ્ન બહુ જ નાનપણમાં થયેલાં. તે વખતે મારા પતિ નિશાળમાં ભણતા હતા, પણ લગ્ન પછી તેમણે અભ્યાસ છોડી દીધો. મારા પિતાની બદલી મુંબઈ થઈ, તે વખતે હું મારા પિયરમાં રહેતી હતી. હું નાહતીધોતી થઈ ત્યારે મેટ્રિકની પરીક્ષામાં હું બેસવાની હતી. અમારી નાતમાં લગ્ન થયા પછી છોકરી પિયરમાં રહે અને નાહતીધોતી થાય ત્યાર પછી છ—બાર મહિને સાસરે જાય. મને સાસરેથી તેડવા આવ્યા ત્યારે મારા પિતાએ કહ્યું, 'એની પરીક્ષા આવી જવા દો. પછી તેડી જજો.' પણ મારા સાસરે કહ્યું, 'તેને પરીક્ષામાં બેસાડશો નહિ. છોકરો ત્રણ ચોપડી ભણ્યો છે; તેથી વહુને વધુ ભણવાનું કામ નથી.'

ભણવાની હોંશને લીધે મેં સાસરે જવાની સ્પષ્ટ ના પાડી

દીધી. મારા સસરાની સ્થિતિ બહુ સારી ન હતી અને મારો પતિ તો રખડી—રઝળીને દિવસ પૂરા કરતો. હું મારા બાપને એકની એક દીકરી હતી. સાસરિયાના મનમાં એમ હતું કે છોકરીનો બાપ પૈસાદાર છે ને એકની એક છોકરી છે એટલે તેના પૈસે મોજ કરશે. મારા લગ્ન વખતે જે પહેરામણી નક્કી થયેલી તે અમારી નાતના એક આગેવાન ગૃહસ્થને વચ્ચે રાખીને કરવામાં આવી હતી, એ ખટપટમાં એમનો શો સ્વાર્થ હતો તે હવે ઉઘાડો પડી ગયો.

મેં સાસરે જવાની ના કહી કે તરત જ અમારી નાત ભેગી થઈ. તેમાં મારા પતિનું બીજે લગ્ન કરવા માટે મારા સસરાને નાતે રજા આપી અને સસરાએ તરત જ મારા પતિનું બીજે લગ્ન પણ કરી નાખ્યું. તેની એ નવી પત્ની હજુ જીવે છે અને તેનાથી મારા પતિને છ છોકરાં આજે હયાત છે.

હું તો ભણતી હતી. મેડીકલ કોલેજમાંથી એમ. બી. બી. એસ. પાસ થઈ વડીલના આગ્રહથી વિલાયત ગઈ અને એફ. આર. સી. એસ. ની ડીગ્રી મેળવી હું પાછી આવી. હિંદુસ્તાનમાં આવતાંની સાથે જ એક સારા સ્ટેટમાંથી મને નોકરી માટે પૂછાવ્યું ને માસિક ચારસોના પગારથી જનાના હોસ્પિટલમાં લેડી ડોકટર તરીકે મારી નિમણુક થઈ. મારો પગાર અત્યારે સાતસોનો થયો છે ને બીજી કમાણી પણ સારી છે. આ લખવાનો મારો હેતુ એટલો જ છે કે ફી લેવામાં તમારે કોઈ જાતનો સંકોચ રાખવો નહિ.

હું નોકરી કરવા લાગી એની ખબર પડતાં જ મારા પતિ મારી પાસે મદદની માગણી કરવા લાગ્યા. પતિની અત્યંત ખરાબ સ્થિતિ થઈ ગઈ હતી. કેટલાક વખત સુધી હું અવારનવાર થોડી થોડી રકમ મોકલતી રહેતી, કેમકે મારે તો જગતમાં કોઈ રહ્યું ન હતું. પિતા અવસાન પામ્યા હતા અને માતા તો હું નાની હતી ત્યારે જ દેવલોક પામી હતી. અને આ બધું એક રીતે તો સારું જ

હતું. મારી મા જૂના વિચારની હતી અને તેની છેવટની માંદગી-ની ઇચ્છા પૂરી કરવા માટે જ મારી પોતાની મરજી વિરુદ્ધ મારું લગ્ન કરવામાં આવ્યું હતું. નહિ તો ભણેલા, હોંશીલા, શ્રીમંત બાપની હું એકની એક દીકરી હોવાથી નાનપણમાં મારાં લગ્ન થયાં જ ન હોત. માતા જીવતી હોત તો કદાચ તે મને આટલું ભણવા દેત જ નહિ, અને બળજબરીથી સંસાર માંડવાનું મારે માથે આવી પડયું હોત. વારુ.

હું અવારનવાર મદદ માટે પૈસા મોકલતી તેનું પરિણામ એ આવ્યું કે પછી તો મારા પતિ દર મહિને પૈસાની માગણી કરવાનો સપાટો ચલાવવા લાગ્યા. મેં ના લખી એટલે તરત જ એક દિવસ આવીને મારા બંગલામાં ઊભા રહ્યા. હું મોટા ઠાઠથી રહેતી હતી. હું સ્વરૂપમાં બહુ જ સુરેખ અને બાજરમાન હતી. મારા પતિ માટે મને કોઈ પ્રકારનું માન કે આદર ન હતાં. વારુ, આવ્યા ત્યારે શાંત બેસવાને બદલે એમણે મારી સાથે જેમતેમ બોલવા માંડયું. સદ્‌ભાગ્યે તે રજાનો દિવસ હતો એટલે નોકર હાજર ન હતો. અને વળી અમારી ભાષા તે પ્રાંતમાં કોઈ બહુ સમજે એમ પણ ન હતું. હું બહુ જ ગુસ્સે થઇ પણ હું શું કરું? માનો કે મેં તેને પોલીસને સ્વાધીન કર્યો હોત, અને જો તેણે કહ્યું હોત કે હું તેનો પતિ છું તો હું કેટલી બેઆબરૂ થાત! સ્વસ્થ થઈ મેં ગુપચુપ બસો રૂપિયા લાવીને તેમના હાથમાં મૂકયા અને રસ્તે પાડી દીધા.

પણ તેણે તો મારા ઢીલાપણાનો ભળતો જ લાભ લેવાનું નક્કી કર્યું હોય એમ દેખાતું હતું. હું તેને આજસુધી તેના જીવનનિર્વાહ માટે દર મહિને પચાસ રૂપિયા મોકલ્યા કરું છું. છતાં વર્ષમાં બે-ચાર વખત બીજી વધારાની રકમોની માગણી કરે છે ને જો તે મોકલવાની આનાકાની કરું તો તરત જ આવીને પૈસા માગતો ઊભો રહે છે. પણ આ વખતે તો તેણે હદ કરી! એની મોટી દીકરીનું લગ્ન કરવાનું તેણે નક્કી કર્યું હતું. તેણે આવીને મને કહ્યું:

'તારા નામ અને મોભા પ્રમાણે મારે ઓછામાં ઓછા પાંચ હજાર રૂપિયાનું ખર્ચ કરવું પડશે.'

મેં કહ્યું: 'વાહ! મારી તે વળી એ શેની દીકરી! તમે જાતે તો એક પૈસો પણ કમાતા નથી, પછી આવડી મોટી રકમ ખર્ચવાની શી જરૂર છે?' તેણે મારું કહેવું સાંભળ્યું જ નહિ, ને ઊલટું બંગલામાં તોફાન કરવા માંડયું. તે દિવસે મારી કેટલીક બહેનપણીઓ મહેમાન તરીકે પરગામથી આવી હતી ને તેમનાં સગાંવહાલાં ગામમાંથી મળવા આવ્યાં હતાં. એટલે મને બહુ સંતાપ થયો. મેં પોલીસને બોલાવીને કહ્યું કે આ ગાંડો માણસ અહીં આવીને તોફાન કરે છે. તેને કાઢી મૂક. પણ તેણે બહાર નીકળવાને બદલે મોઢેથી જેવી નીકળે તેવી ગાળો દેવા માંડી. પોલીસે તતડાવ્યો ત્યારે જ એ સાહેબની જીભ બંધ થઈ. અને ગુપચુપ બંગલાના કમ્પાઉન્ડમાંથી બહાર પગ માંડયા.

આ ત્રાસમાંથી છૂટવા માટે જ મારે ફેંસલો કરવો છે. તેણે મને તજી તો દીધી જ છે, ને તેણે બીજી સ્ત્રી સાથે સંસાર માંડયો છે. કોઈ પણ માણસને રંજાડયા સિવાય પ્રમાણિકપણે હું મારો જીવનનિર્વાહ ચલાવું છું. તેમાં તેનો કોઈ જાતનો હક્ક—હિસ્સો નથી, છતાં પણ પૈસા કઢાવવા માટે અહીં આવીને તે નિર્લજ્જપણે તોફાન કરે છે. એને શું કહેવું? માણસાઈ વિનાના માણસને બરોબર ધડો શીખવવો જોઈએ. મારે તો ફક્ત આગળપાછળની આ લપ દૂર કરવી છે મારી ઉંમર પણ અત્યારે પ્રૌઢ થતી જાય છે. અને બીજું લગ્ન કરવાની મારી ઇચ્છા પણ નથી ને તેમ કરવું શક્ય પણ નથી. ફક્ત પતિના આ નવા પ્રકારના બંધનમાંથી છૂટકારો મેળવવા માટે જ મારે છૂટાછેડા મેળવવા છે, તો કાયદેસર છૂટાછેડા મળી શકે કે નહિ તે સંબંધી સલાહ આપી ઉપકૃત કરશો એવી આશા રાખું છું.

લિ. આપની

× × ×

## પત્ર ૩૦ મો. લંકાની લાડી, ઘોઘાનો વર

**તમારી** સાથે પરિચય ન હોવા છતાં પણ તમને પત્ર લખવાની હિંમત કરું છું, તેથી તમને આશ્ચર્ય થાય એ સાહજિકજ છે; પરંતુ જે સ્થિતિમાં મેં આ હિંમત કરી છે તેની ખરેખરી કલ્પના આવ્યા પછી આપ ઉદાર અંતઃકરણથી મને ક્ષમા કરશો એવી આશા છે. આપના લેખમાંથી વ્યક્ત થતું આપનું ઉદાર અંતઃકરણ, અન્યાય પ્રત્યેની સખ્ત ચીડ અને જે વિષય ઉપર હું આપની મદદની અપેક્ષા રાખું છું, તે વિષયનો આપનો ઊંડો અભ્યાસ અને અધિકારથી બોલવાની આપની યોગ્યતા, આ બધી વાતોથી જ મેં આ પત્ર લખવાની હિંમત કરી છે.

લગભગ સાત વર્ષ પહેલાં પંદર વર્ષની ઉંમરે મારાં લગ્ન થયાં. ઘરમાં મારી માતા સિવાય અમારી સંભાળ લેનાર કોઈ જ ન હતું; તેથી કેટલાક લોકો વચ્ચે પડવાથી મારાં લગ્ન એક ઉત્તર હિંદુસ્થાનના ગૃહસ્થ સાથે થયાં. લગ્ન વૈદિક વિધિથી એક ગામડામાં છૂપી રીતે કરવામાં આવ્યાં. મરજીવિરુદ્ધનાં મારાં આ લગ્ન સાથે મારો પહેલેથી જ વિરોધ હતો, પરંતુ અસહાય અને અશિક્ષિત એવી મને કોઈનો જ આધાર ન હોવાથી આ અન્યાયને મારે શિર નમાવવું પડ્યું.

મારા પતિને તેમની જ નાતની પહેલી પત્ની અને એક પુત્રી છે. પહેલાં બે વર્ષ જરા ઠીક ઠીક ગયાં; તો પણ એકંદર પરિસ્થિતિનો અનુભવ થતાં ભયંકર ભવિષ્યકાળનાં સ્વપ્નો મને સંતાપવા

લાગ્યાં. પચાસની ઉંમરે પહોંચેલો ઘરડો ધણી, ભાષા, રીતરિવાજ, સંસ્કૃતિ અને માનસ એ બધાનાં તીવ્ર ફરકને લીધે એકલવાયું જીવન વિતાવવું અશક્ય થઈ પડે તેમાં શું આશ્ચર્ય? ઘરમાં અઢળક લક્ષ્મી હોય તો પણ જે ઠેકાણે મનનો આનંદ નહિ, તે ઠેકાણે તે પૈસાનો શો ઉપયોગ? શરીરને ફક્ત દાગીનાથી મઢવાથી, કંઈ તે જીવન-સૌંદર્યની તોલે આવે?

હું મારા પતિની માલિકીના બંગલામાં સ્વતંત્રપણે આજ પાંચ વર્ષથી એકાકી જીવન ગાળી રહી છું. કોઈ બોલવાવાળું નહિ કે જેની સાથે મનમોકળે બોલી શકું. જેની આગળ મનનો ઉભરો કહાડી શકું; એવું કોઈ માણસ અહી નથી; કારણકે સ્વતંત્ર અને નિઃસંકોચપણે જીવવું એ તો તેમની 'ખાનદાની' ને કલંકરૂપ ગણાય છે. તેથી આચારવિચાર પરનાં બંધનો પણ મનને રૂંધે છે.

આ બધામાંથી મુક્ત થવા માટે હિંદુશાસ્ત્રે આત્મઘાત સિવાય બીજો માર્ગ જ રાખ્યો નથી એની પણ મને ખબર છે મારી આજની દુઃખદાયક અને દયાજનક સ્થિતિમાંથી મુક્ત કરવા કદાચ એકાદ દયાળુ વ્યક્તિ આગળ આવી તો તેની પણ કાયદેસર શું સ્થિતિ થાય તેની પણ મને પૂરી ખબર છે અને કદાચ કાયદાની કલમમાં ન આવી જાય તો પણ લોકનિંદાનો તીવ્ર આઘાત તો તેને સહન કરવો જ પડે. તેને પણ પહોંચી વળવા જેટલી તૈયારી હોય અને તે પગલું ન્યાયનું હોય તો પણ આજની સમાજ રચનામાં તે હક્કનું અને કાયદેસરનું ગણાતું નથી. અન્યાયી અત્યાચારને વિદ્વાન અને વિવેકી સદ્ગૃહસ્થોનો પણ ટેકો મળે છે, પણ એકાદું પૂરતું ન્યાયી છતાં સમાજના ચોકઠામાં ન બેસતું પગલું કોઈએ ભર્યું કે નીતિ, ધર્મ અને સંસ્કૃતિની બૂમોથી આકાશ-પાતાળ એક કરવામાં આવે છે.

આમાંથી બહાર નીકળવાનો રાજમાર્ગ એટલે છૂટા-છેડા. આખા હિંદુસ્તાનને આ કાયદો લાગુ થશે ત્યારે જ સ્ત્રીઓના આપઘાત ઓછા થશે, પણ એવો દિવસ ઉગશે ત્યારે ખરો! પરંતુ વડોદરામાં ચાલુ છે તે કાયદાનો મને ઉપયોગ થશે કે નહિ તે જાણવા ખાતર જ હું તમારી આગળ મારી આ દુઃખદાયક કથની કહેવાની હિંમત કરું છું.

તમારી આગળ મેં દરેક બાબતનો ખુલાસો જરાપણ આડ-પડદો ન રાખતાં કર્યો છે. અને તેનો આપ સહૃદય વિચાર કરી યોગ્ય સલાહ આપશો એવી હું આશા રાખું છું, બલ્કે આપની આ દુર્દૈવી પુત્રીની આપને આગ્રહભરી વિનંતી છે.

સહાનુભૂતિ બતાવનારાં અને પ્રસંગોપાત મારી સ્થિતિ માટે આંસુ સારનારાં મારા હિતચિંતકો ઘણાં છે; પરંતુ તેમની લુખ્ખી દયા તો મને મારી આજુબાજુની પરિ-સ્થિતિમાંથી માર્ગ કાઢવા માટે રતિભાર પણ ઉપયોગી નથી. તેમની સહાનુભૂતિ માટે હું કૃતજ્ઞ છું, તો પણ મારા બળાબળતા જીવનમાં તેમનો છાંપડો એટલે સૂકા રણમાં મૃગજળ સમાન જ છે. હશે ગાંડું ઘેલું વધારે લખીને તમારો વખત લેતી નથી અને મારા મનનો ઉદ્વેગ પણ વધારતી નથી. આપને આપેલા ત્રાસ માટે ફરી એકવાર હું આપની ક્ષમા ચાહું છું. પણ આના પર વિચાર કરી સવડ પ્રમાણે યોગ્ય ઉત્તર જરૂર આપશો એવી છેવટની વિનંતિ છે.

મારી હકીકતનો યોગ્ય જગ્યાએ આપના લેખ વગેરેમાં ઉલ્લેખ કરશો તો મને કંઈ હરકત નથી. વધારે શું લખું?

લિ. આપના જવાબની આતુરતાથી રાહ જોનારી
આપની માની લીધેલી કન્યા

તા. ક:—આ પત્ર પૂરો થયા પછી યાદ આવ્યું કે હિંદુસ્તાનની સરકારે હિંદુ કાયદામાં સુધારો કરવા માટે જે એક સમિતિ નીમી છે તેના તમે સભાસદ છો. લગ્નનો કાયદો આપ ઘડનાર છો? આપ પોતે છૂટાછેડાના કાયદાને ટેકો આપશો તે માટે મને જરાપણ શંકા નથી. માટે પૂછવાનું એટલું જ કે, તમે છૂટાછેડાનો કાયદો સૂચવ્યો, તો તે પસાર થઇ અમલમાં આવતાં કેટલો વખત લાગશે? એટલે મારા જેવીથી વડોદરાના કાયદાનો ફાયદો ન લઇ શકાય તો રાહ જોવી ઠીક પડે. બીજું એક વાત લખવાની રહી ગઈ. વૃદ્ધ પુરુષોએ નાની કન્યાઓ સાથે લગ્ન કરવાની પ્રથા બંધ થવી જોઇએ. એવા ડોસાઓને તો શિક્ષા જ થવી જોઈએ.

## પત્ર ૩૧ મો.                     સ્ત્રી મિત્ર ને પુરુષ મિત્ર.

**મારી** એક બહેનપણી છે. તેનાં લગ્ન થયે ઘણાં વર્ષ થયાં છે. તે પદવીધર છે. તેનો પતિ પણ પદવીધર છે. બન્ને એક જ શહેરમાં, પણ જુદાં જુદાં રહે છે. બન્ને એકમેકનું મોં જોતાં નથી, તેથી જ બન્ને વચ્ચે તકરાર થઈ છે એમ કહીએ તો તેવું પણ કાંઈ નથી. અમને તેમની અંદરની વાતની ઘણા દિવસ સુધી ખબર પડી નહિ. મારી સાથે જ તે ભણતી હતી અને અમે બન્ને એક જ નિશાળમાં શિક્ષિકા છીએ.

એમને જોઈએ તો નાનપણથી જ તેને ઘરસંસાર તરફ લક્ષ અને છોકરાંની હોંશ લાગી હશે. 'હું તો નોકરી છોડી દઈ ઘર-સંસારમાં જ ચિત્ત પરોવીશ' એમ તો તેણે મને કેટલીયે વખત કહ્યું હતું. લગ્ન થયાં કે તરત જ તેણે નોકરીનું રાજીનામું પણ મોકલી આપ્યું. પણ લગ્નને ત્રીજે જ દિવસે તે પોતે જ નિશાળે આવી અને પોતે આપેલું રાજીનામું તેણે પાછું ખેંચી લીધું. તે વખતે અમને તો અચંબો જ થયો. 'પૈસાનો લોભ છૂટતો નથી' ઇત્યાદિ ઘણુંય કહીને અમે તેની બહુ મશ્કરી કરી.

કેટલોક વખત સુધી તો તે તેણે હસવામાં જ કાઢી નાખ્યું, પરંતુ આગળ જતાં તેના તે હૃદયમાં આનંદના કરતાં ઉદ્વેગ વધુ દેખાવા માંડ્યો. અને હવે તો એ એટલી ગંભીર થઈ ગઈ છે કે, મને નથી લાગતું કે ગયા પાંચ છ મહિનામાં એ ઉપર ઉપરથી એકાદ વખત પણ હસી હોય. રાત દિવસ નિશાળના અને ઘરના કામમાં તે મશગૂલ રહે છે. ઘર જોવું

હોય તો માંડમાંડ વ્યવસ્થિત કરેલું અને ઘરનું દરેક કામ રસોઈ, કપડાં, વાસણ ઇત્યાદિ તે પોતે જ હાથે કરે છે. નિશાળ અને ઘર સિવાય બીજે ક્યાંય પણ તે જતી નથી. બીજું તો શું ? પણ સાંજને વખતે સીનેમા જોવા અગર ફરવા પણ તે કદી જતી નથી.

હું તેની એક નાનપણની બેનપણી છું. હું પરણીને વિધવા થયા પછી સ્કૂલમાં નોકરી કરું છું. અમારી મૈત્રી ચાલુ છે; એટલે તેનામાં થયેલા આ ફેરફારથી મને ઘણું વિચિત્ર લાગતું. કોઈ વખત ઘરની વાત કાઢું તો તે હસીને ઉડાવી દેતી. અને મેં જ્યારે આગ્રહ કરી પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે, 'ઘરની વાતો પૂછીશ નહિ. તે જાણીને તને દુઃખ થશે.' તેના આ શબ્દો સાંભળી મને તે જાણવાની ઘણી ઉત્સુકતા થઈ હતી. પણ કંઈ તક જ મળતી ન હતી. છેવટે મયા ઈસ્ટરની રજામાં અમે નિશાળની છોકરીઓને લઈને ગામડાની સહેલગાહે બેચાર દિવસ માટે ગયાં હતાં. રાત્રે જમવાનું મોડું થયું હતું એટલે અમે બન્ને વાડીમાં ફરવા એકલાં ગયાં. ત્યાં તેણે પોતે જ મારા પુનર્લગ્ન સંબંધી વાત ઉપાડી. મેં મારી બધી અડચણોથી એને વાકેફ કરી. ત્યારે તેણે મારી અડચણો તરત દૂર કરવા માટે મને વચન આપ્યું. અને મારાં પુનર્લગ્ન નક્કી કરવામાં તેણે જોઈતી મદદ કરવાનું કબૂલ કર્યું. ત્યારે મેં પણ તેને કહ્યું કે 'તારી ખરી હકીકત તારે મને કહેવી જોઈએ. એટલે હું પણ તેમાંથી કંઈક રસ્તો કાઢીશ.' ઘણી આનાકાની કર્યા બાદ એણે મને પોતાની વીતક વાતો કહી, તે નીચે પ્રમાણે છે—

પ્રથમ મિલને જ તેના પતિએ એને પહેલો પ્રશ્ન પૂછ્યો કે 'તારા કોલેજના યુવાન મિત્ર કોણ કોણ છે?' તેણે કહ્યું, 'મારા ઘરના માણસો જૂના વિચારના, કોલેજમાં મોકલી તે પણ ઘણી મુશ્કેલીથી, એટલે મારે પુરુષ-મિત્ર કોઈ જ નથી.' એટલે તેના પતિએ કહ્યું: 'કોલેજના કોઈ મિત્ર નહિ હશે તો ઘરનો તો કોઈ હશે જ. તું ખરું કહેતી નથી. આટલાં વર્ષો સુધી સ્ત્રીઓ એમ જ

રહી શકે એ શક્ય જ નથી. હું જ કહું છું ને કે મારે પણ ત્રણ ચાર સ્ત્રીમિત્રો થઈ હશે. પણ હું પોતે તો એ ધાંધલમાં પડ્યો જ નહિ. છતાં તેઓ જ પોતે મારે ગળે વળગેલી.'

પતિનું એ કહેવું સાંભળી તેને આઘાત થયો અને તેણે કહ્યું, 'તો પછી તમારે પત્નીની કંઈ જરૂર નથી. આવી સ્થિતિમાં આપણે ફરી મળવાનું કંઈ કારણ નથી.'

બીજે દિવસે તે પિયર ચાલી આવી. તેના પિતા થોડા દિવસમાં મરણ પામ્યા. ભાઈના શિક્ષણનો ભાર તેના ઉપર જ પડ્યો, જગત મંજૂર રાખી શકે એવું એક બહાનું તેને જુદા રહેવા માટે મળ્યું.

મારી બહેનપણીએ તેની જવાબદારી પૂરી કરી છે. અને અમે બન્નેએ નક્કી કર્યું છે કે એક સાથે જ પુર્નલગ્ન કરી સુખે સંસાર ભોગવવો. તેનાથી જો પુનર્લગ્ન કરાવાં શક્ય હશે તો જ હું પણ પુનર્લગ્ન કરીશ. વાસ્તવિક મારી અને તેની સ્થિતિ સરખી જ છે. તેને રહેવા દઈને ઊલટું તેની મદદથી પુર્નલગ્ન કરી સંસારી બની, હું એકલી સુખ માણું એ મને જરા પણ ઠીક લાગતું નથી. એટલે પૂછવાનો મુદ્દો એ જ કે, તેનાથી પુર્નલગ્ન થઈ શકશે કે નહિ? બધાં જ કહે છે કે, એક પતિ જીવતો હોય તો તેનાથી બીજાં લગ્ન કરી શકાય નહિ. કોઈ કહે છે કે, વડોદરામાં છૂટાછેડાનો કાયદો પસાર થયો છે. મારી બહેનપણી જો વડોદરા આવી થોડા દિવસ રહે તો તેનાથી છૂટાછેડા મેળવી શકાય કે કેમ? મારે આ બાબતમાં તમારી સલાહ જોઈએ છે.

ધારો કે તેને વડોદરા આવી છૂટાછેડા લેવાની ઇચ્છા હોય તો વડોદરામાં આવી તેને કેટલા દિવસ ત્યાં રહેવું જોઈએ? કે કંઈક મિલકત તેણે ત્યાં ખરીદી હોય તો ચાલી શકે? અને એકંદર કેટલો ખર્ચ આવશે? પત્રની રાહ જોઉં છું. વધારે શું લખું?

લિ......

## પત્ર ૩૨ મો. દેવ કે દાનવ?

લેખક તરીકે અને વિશેષ કરીને સ્ત્રીઓ માટેના જ લેખક તરીકે આપને ગુજરાત મહારાષ્ટ્ર જ નહિ, પણ સમગ્ર હિંદુસ્તાન કૌતુકથી જુએ છે. તો આપને એક ગરીબ બહેનની કરુણ હકીકત જણાવી આપની સલાહ લેવાના ઉદ્દેશથી આ પત્ર લખું છું. વળતી ટપાલે મને આપની કાયદેસર સલાહ આપશો એવી આશા છે.

મારે એક કન્યાશાળામાં નોકરી કરતી શિક્ષિકા સાથે ઓળખાણ થયું છે. તેણે તેની પોતાની હકીકત મને કહી, તે સાંભળીને હું તમારી પાસે સલાહ માગું છું.

સદરહુ બાઈનું પિયર મધ્ય હિંદના એક સ્ટેટમાં રાજધાનીના નગરમાં છે. બાઈનું કુટુંબ અને તેનાં સાસરિયાં કોકણસ્થ બ્રાહ્મણ છે. લગ્ન વખતે તે બાઈની ઉંમર ચૌદ વર્ષની હતી. બાઈ ઘરની ગરીબ હતી, એટલે તેના બાપા પાસે તેના પતિએ પોતાની શ્રીમંતાઈની મોટી મોટી બડાઈઓ મારી, ખોટા આંબા–આંબલી બતાવીને પોતે શ્રીમંત હોવાનું ઠસાવ્યું અને તે બાઈ સાથે લગ્ન કર્યાં.

લગ્ન પછી બીજે જ દિવસે તે કહેવાતા શ્રીમંત તેને પોતાની સાથે લઈને પોતાના ગામ જવા નીકળ્યા. પણ ખંડવા સ્ટેશન ઉપર જ તેમને પકડવાનું વૉરંટ હોવાથી પોલીસે તેમને અટકમાં લીધા અને તે બાળકન્યા રડતી રડતી પોતાને પિયર આવી. પછી તે ગૃહસ્થ ઉપર કેસ ચાલ્યો ને એવા ઘણા ગુનાઓ તેણે કર્યા હોવાથી બધા ગુનાઓમાં એક સામટી મોટી મોટી સજાઓ થયાની

વાત આવી પહોંચી. તપાસ કરતાં જણાયું કે તેના પતિએ પોતાની શ્રીમંતાઈની વાતો કરેલી તે કેવળ બડાઈઓ જ હતી. હવે તે બાઈના ભરણુપોષણુનો પ્રશ્ન ઊભો થયો. એટલે એનું ગુજરાન સુખેથી થાય એ દૃષ્ટિએ તેના પિતાએ તેને જેમ તેમ કરીને ટ્રેનિંગ કોલેજ સુધી ભણાવવાની ગોઠવણ કરી. પાસ થઈને પછી તે શિક્ષિકા તરીકે નોકરીમાં જોડાઈ.

ઘણાં વર્ષો પછી તે બાઈની અમારા રાજ્યના એક તાલુકાની કન્યાશાળામાં બદલી થઈ. એવામાં તેનો પતિ દશ–પંદર વર્ષની સજા ભોગવી છૂટીને પાછો આવ્યો ને પોતાની પત્નીની શોધ કરતો કરતો ત્યાં આવી પહોંચ્યો અને બાઈને પોતાની સાથે આવવા બળજબરી કરવા લાગ્યો. બાઈએ ના કહી, તે સાથે જ તે નરાધમે બિચારીને ખૂબ જ માર માર્યો. ઉપર પ્રમાણે મારામારી થતાં તેણે મદદ માટે બૂમો પાડવા માંડી, પણ આજુબાજુમાંથી કોઈએ જઈને તેને છોડાવી નહિ, પરંતુ લોકો ઊલટાં ટોળે વળી દૂર ઊભાં ઊભાં આ તમાસો જોઈ રહ્યાં.

બીજે દિવસે ફરી ઝગડો થયો ને ગઈ રાતનો પ્રસંગ ફરી બને નહિ એટલા માટે તે બાઈ રડતી રડતી પોલીસ ચોકી ઉપર ગઈ ને પોતાના શરીર ઉપરના મારના સોળ ને જખમ બતાવી તેની સામે ફરિયાદ દાખલ કરાવી, એટલે તેને તે વખતે જ અટકમાં લેવામાં આવ્યો. એવામાં તેણે કોઈને ફસાવીને સો રૂપિયા લીધા હતા, તેણે વિશ્વાસઘાતની ફરિયાદ કરેલી, તેના વારંટથી તેને પકડીને તે કેસ ચાલતાં તેને દોઢ વર્ષની સજા થઈ.

બાઈનો પતિ ત્રીસ પાંત્રીસ વર્ષનો હશે ત્યારથી તેની આજસુધીની આખી ઉંમર બ્રિટિશ અને દેશીરાજ્યોની જેલની હવા ખાવામાં જ પસાર થઈ હતી. ચોરી ને મારામારી કરવી એ એનો ધંધો! જેલમાં જતી વખતે જ એ એમ કહેતો ગયો છે કે, 'હું

કહું ત્યાં સ્ત્રીએ મારી સાથે આવવું જ જોઇએ; અને જો નહિ આવે તો તેને છરો હુલાવીને જાનથી મારીશ. ફાંસીએ ચડીશ તેની મને જરાયે દરકાર કે બીક નથી.' આ નરાધમ આ મહિને જેલમાંથી છૂટવાનો છે ને તે ડામીસ માણસ ખરેખર તે બાઈનું ખૂન કર્યા વગર રહેશે નહિ. એથી એ બાઈ ખૂબ ચિંતાતુર રહ્યા કરે છે. સમાજની આ બાઈ ઉપર ખફાદૃષ્ટિ થઈ છે, કેમકે અમારા સંસ્થાનના લોકો જુનવાણી વિચારના છે, એટલે લોકોની મદદ તો એને મળવાની નથી જ, તેવી રીતે સરકાર પાસેથી પણ સાચો ન્યાય મળશે કે નહિ તે ખબર નથી.

સનાતની લોકો કહે છે કે, પતિ ગમે તેવો હોય તો પણ સ્ત્રીએ તો પતિની સાથે જ રહેવું જોઈએ ને મારઝૂડ કરે તો તે સહન કરી લેવી જોઈએ. તે બાઈએ પોતાના પતિને અટકમાં લેવરાવ્યો એ જાણે મહાન પાપ કર્યું હોય એમ બધાં જ લોકો બોલે છે. તો હવે આપ જ કહો કે, હવે પછી આ બાઈના દિવસો કેમ અને કેવી રીતે જશે? પોતાના રક્ષણ માટે તેણે શું કરવું જોઈએ? તેને છૂટાછેડા લઈને ફરી લગ્ન કરવું હોય તો થઈ શકે કે નહિ? અને છૂટાછેડા કેવી રીતે મેળવવા? લેવાય કે નહિ? અમને કાંઈ સૂઝતું નથી. તો સવિસ્તર સલાહ લખી મોકલવા વિનંતી છે.

લિ. આપના ઉત્તરની રાહ જોતી...

× ×